સ્વીકાર, અભિપ્રાય, અવલોકનાર્થે
સંપાદક તરફથી સાદર ભેટ

# સદ્ભાવના

( શાર્દૂલવિક્રીડિત)

ના મારે તુજ ભેટ, બક્ષિસ ન વા તારી કૃપા જોઈએ,
છું એવો નહિ રંક કે અવરની મારે દયા જોઈએ !

આવ્યો છું લઈ નગ્દ હાથ કરવા સોદો મને ભાવતો,
થા મારી, જન આ નિખાલસ તણી જે ચાહના જોઈએ.

જો તું દાન કરે મને, ભગવતી ! દે દાન હૈયાતણું—
હૈયું સાફ પરંતુ કાચ સરખું તેં હોવું હા ! જોઈએ;

જેમાં જોઈ શકું મુહબ્બત તણી તસ્વીર ફેંકાયલી;
રાજા, ચોર લિયે હરી નહીં નહીં એવી મતા જોઈએ.

આપે તો ગુજરાન આપ મુજને, મારી લઈ ખાતરી,
થોડા આપ દિનો વળી સુખતણા—ના વાસના જોઈએ !

તે મારી નથી માગણી તુજ કને સંકોચ જેનો તને
ઝાઝું જે તુજ પાસ હોય નહિ તો સદ્ભાવના જોઈએ !

—સ્વ. કવિ શ્રી પતીલ

# આવકાર



સંપાદક



નટવર અકેસરી

ગુજરાતી કાવ્યશ્રેણિ નવોદિત સર્જકોની
કૃતિઓનો અભિનવ સંગ્રહ

અકેસરી પ્રકાશન

પ્રકાશક :— શોભાબહેન અકેસરી
ફતેગંજ, વડોદરા-૨
( ગુજરાત )

# આવકાર


- સંપાદક : નટવર અકલેસરી



- પ્રથમ આવૃત્તિ ૧૧, જૂન ૧૯૭૩
- આવરણ : વીરબાળા ન અકલેસરી
- મૂલ્ય : ચાર રૂપિયા ( ૪-૦૦ )
- પ્રકાશક : રાધાબહેન અકલેસરી
  અકલેસરી પ્રકાશન
  ફત્તેગંજ, વડોદરા-૨
- મુદ્રક : નટવરલાલ પંડયા
  ડાયમંડ પ્રિન્ટીંગ પ્રેસ
  શીયાબાગ, વડોદરા.
- પ્રાપ્તિસ્થાન :—
  (૧) રાધાબહેન અકલેસરી
  અકલેસરી પ્રકાશન
  ફત્તેગંજ, વડોદરા-૨ અને
  (૨) શિવ પુસ્તકાલય
  કલામંદિરનો ખાંચો, વડોદરા.




આવકાર

આવકાર

# આવકાર અને અભિનંદન

વ્હાલા ભાઇશ્રી,

નવોદિત કવિઓની જુદા જુદા અધારણમાં રચાયેલી કૃતિઓનું સંપાદન તમે 'આવકાર' નામથી પ્રસિદ્ધ કરી રહ્યા છો તે જાણી આનંદ થયો. તમે ગુજરાતના અગ્રગણ્ય અને લબ્ધ પ્રતિષ્ઠિત કવિના સંસ્કાર પામેલ સુપુત્ર છો, કવિ છો અને વર્તમાન કાવ્ય પ્રવાહથી સુમાહિતગાર છો એટલે 'આવકાર' જરૂર કાવ્યપ્રેમી જનતાનો હાર્દિક આવકાર પ્રાપ્ત કરીજ શકશે એમાં શંકાને સ્થાન નથી. તમે ગુજરાતી ગદ્ય-પદ્ય સાહિત્યના અભ્યાસુ છોજ અને એ ક્ષેત્રમાં સારો પુરુષાર્થ ખેડી રહ્યા છો એ માટે મારા અભિનંદન સ્વીકારશો. તમારો આ પુરુષાર્થ ગુજરાત માટે આવકાર્યજ હશે શું છે.

રક્ષા પાર્ક,<br>શાહ આલમ રોડ,<br>અમદાવાદ-૨૨

તમારા<br>જમિયત પંડયા<br>ની અનેક શુભાશિષ

**શ્રી નટવર અંકલેસરી** મારા સદ્દગત વડીલ મિત્ર કવિ **શ્રી પતીલ**ના સુપુત્ર હોવાથી એમને ઘણા વર્ષોથી હું ઓળખું છું અને એમની સાહિત્ય-રુચિ તથા દષ્ટિથી સુમાહિતગાર છું. કવિ શ્રી પતીલના સંતાનો પૈકી તેમણેજ પિતાની જેમ સાહિત્ય સેવા ગુજરાતી સાહિત્યમાં ચાલુ રાખી છે. અને પિતાની કીર્તિને યોગ્ય સાહિત્યિક કાર્યો કરવા માંડયા છે. તેમને જન્મથી જે સાહિત્યિક સંસ્કારો મળ્યાં છે તે હવે યોગ્ય રીતે અંકુરિત થઇ રહ્યા છે અને તે આનંદની બીના છે.

છેલ્લા થોડા વખતથી આપણે ત્યાં ગઝલ તેમજ અન્ય કાવ્ય પ્રકારોમાં નવી રોનક અને સૌરભ દૃષ્ટિ ગોચર થાય છે અને નવો અવનવીન ફાલ સરજાય છે, નવી કલમો વિહાર કરી રહી છે અને નવી તાઝગી પણ વરતાય છે. આ નવીન ફાલનો પરિચય કરાવવાના શુભ આશયથી અને નવી કલમોને પ્રોત્સાહન આપી આગળ લાવવાના હેતુથી શ્રી નટવર અકલેસરીએ 'આવકાર' સંગ્રહનું પ્રકાશન હાથ ધર્યું છે, જે અત્યંત આવકારપાત્ર છે.

સંગ્રહની કૃતિઓમાં કચાશ તો હશેજ, કેમ કે સંપૂર્ણતા મેળવવી તો જગમાં અશક્ય જેવીજ બાબત છે. પણ આગળ જતાં આ કચાશ દૂર થશે અને એમાંથી જ સારી કૃતિઓનો ફાલ મળશે એમાં શંકા નથી. જેમ મળશ્કા ટાણે પૂરો પ્રકાશ હોતો નથી અને તેમાં કંઇ કચાશ હોય છે પણ દિવસ વધુ ને વધુ ઊઘડતાં પ્રકાશ વધુ તેજસ્વી બને છે, તેમજ 'આવકાર' ની આ કૃતિઓની બાબતમાં શ્રદ્ધા રાખી શકાય કે ભવિષ્યમાં એમાંની ક્ષતિઓ દૂર થશે અને વધુ સુંદર કૃતિઓ આપણને એ સર્જકો પાસેથી મળશે.

આ દૃષ્ટિએ 'આવકાર' નું પ્રકાશન કરવાના શ્રી નટવર અકલેસરીના સાહસને હું અંતઃકરણપૂર્વક આવકાર આપું છું અને તેમને સફળતા ઇચ્છું છું. ભવિષ્યમાં તેઓ પિતાનું નામ વધુ દીપાવે અને પિતા કરતા સવાયા થાય એવી શુભેચ્છા પણ અંતમાં પાઠવું છું

૨૬ ઉત્તમ પાર્ક સોસાયટી<br>કૉલેજ રોડ,<br>નડિયાદ.

—પ્રા. ડૉ. ધર્મેન્દ્ર મ. માસ્તર<br>(મધુરમ્)<br>ગુજરાતીના પ્રાધ્યાપક અને યુનિ. માન્ય એમ. એ. તથા પી. એચ. ડી. ના પ્રાધ્યાપક.

# મારા તરફથી—

ગુજરાતના ખ્યાતનામ કવિ અને ગઝલકાર, મારા પિતાશ્રી સદ્ગત **શ્રી પતીલ**ના મને મળેલા અમૂલ્ય સા સંસ્કાર વારસાને આધારે નવોદિતોને પ્રોત્સાહિત કરવાના શુભાશયથી મેં "આવકાર"નુ સંપાદન હાથ ધર્યું અને એમાં નવોદિત સર્જક મિત્રોનો સારો ઉમળકાભર્યો સહકાર હું મેળવી શક્યો

પોતાની કૃતિને પ્રસિધ્ધ થયેલી જોવાના, નવોદિતોના આતુર નયનોના ભાવને આસાનીથી સમજવાનો પ્રયાસ શક્ય એટલા વધુ પ્રમાણમાં કર્યો હોઈ થોડીક અપરિપક્વ રચનાઓને પણ આવકારવી પડી છે.

ઊગતા કવિઓની ઇંતેજારીમાં ધીરજ ઓછી હોય છે, એ સરળતાથી સમજી શકાય એવી વાત છે એટલે એવા મારા કવિમિત્રોના ધીરજનો અંત લાવવા "આવકાર" ને ગૂર્જરીના ચરણે ધરતાં આનંદ અનુભવું છું.

'આવકાર'ના પ્રુફ તપાસવામાં ખૂબ ચીવટ રાખી હોવા છતાં કોઈક ક્ષતિઓ રહી જવા પામી છે તેનું મને દુઃખ છે. તે સાહિત્યપ્રિય જગત ક્ષમ્ય લેખશે એજ અપેક્ષા.

અંતે આભારી છું—

સૌ પ્રથમ મારા પિતાશ્રી સ્વ કવિ શ્રી પતીલના સંનિષ્ઠ મિત્ર તેમજ ગુજરાતના જાણીતા ગઝલકાર મુરબ્બી **શ્રી જમિયતભાઇ પંડયા (જિગર)** નો શુભાશિષ પાઠવવા બદલ.

મારા બચપણથીજ મારા ઉત્કર્ષ પ્રત્યે ઊંડો રસ લઈ રહેલા ભરૂચના યુવાન કવિ ( નડિયાદ આર્ટ્સ કોલેજના ગુજરાતીના પ્રાધ્યાપક અને યુનિ. માન્ય એમ. એ. તથા પી એચ. ડી. ના પ્રાધ્યાપક ) **પ્રા. ડો. ધર્મેન્દ્ર મ. માસ્તર ( કવિશ્રી મધુરમ્ )** નો ' આવકાર ' ને આવકારવા બદલ

મારા પ્રત્યેક કાર્યમાં વડીલ તરીકેની અપૂર્વ મમતા બતાવી મારા ઉત્કર્ષમાં સદાય ઊંડો રસ લઇ રહેલા મારા પિતાશ્રીના પરમ મિત્ર અને ભરૂચ જિલ્લાના રાષ્ટ્રભાષાના પ્રચારક તેમજ રાષ્ટ્રભાષાની ઉચ્ચ-કક્ષાની પરીક્ષાઓના પરીક્ષક એવા વિદ્વાન અધ્યાપક મુ. **શ્રી વિષ્ણુપ્રસાદ ભટ્ટ( બિંદુજી )** નો અભિનંદન પાઠવવા બદલ.

ડાયમંડ પ્રિન્ટરીના **શ્રી નટુભાઇ પંડયા** અને કર્મચારી મિત્રોનો કાળજીપૂર્વક પુસ્તકનું છાપકામ કરી આપવા બદલ.

શીવ પુસ્તકાલયના સંચાલક **શ્રી જે. કે શાહ**નો 'આવકાર' ના વેચાણ કાર્યની જવાબદારી સ્વીકારવા બદલ. મોર્ડન બ્લોક મેકર **શ્રી પુનેકર**નો જોઇએ તેટલી ઝડપથી કવિમિત્રોના બ્લોક તૈયાર કરી આપવા બદલ. જાહેર ખબર આપનાર/અપાવનાર વ્યાપારી મિત્રોનો સહકાર બદલ. અંતમાં સર્જક મિત્રોનો, ' આવકાર ' ને સહૃદયતાથી આવકારી કૃતિઓ મોકલી આપવા બદલ.

નિર્જળા એકાદશી, ૨૦૨૯ — **નટવર અકલેસરી**

૧૧-૬-૧૯૭૩ — સંપાદક : આવકાર

# નટવર અકલેસરી



મારા સદ્ગત મુરબ્બી મિત્ર કવિ શ્રી 'પતીલ' ના જ્યેષ્ઠ સુપુત્ર અને સાહિત્ય જગતમાં કવિ પિતાના સંસ્કાર વારસાની પરંપરા જારી રાખનાર શ્રી **નટવર અકલેસરીના** સાહિત્યિક પરિચયરૂપે કંઇક લખતાં આનંદ થાય છે.

નાનપણથીજ સાહિત્ય સર્જનના અંકુર દેખાડનાર આ કવિપુત્રે **નૂનચશ્મ** અને '**રાધારમણ**' ના ઉપનામોથી સાહિત્યના વિવિધ ક્ષેત્રો અને સ્વરૂપોમાં સર્જન કર્યું છે. જન્મ ૨૪–૧૧–૧૯૨૭ માધ્યમિક સુધીનું શિક્ષણ વતન અંકલેશ્વરમાં જ લીધા બાદ પિતાની જેમ તેમણે પણ ચિત્રકળા ક્ષેત્રે સારી સિદ્ધિ મેળવી છે. એમનાં ચિત્રો 'ચેતન' આદિ સામયિકોમાં પ્રગટ થાય છે

કવિ પિતાની જેમ આ કવિપુત્રનું જીવન પણ ઝંઝાવાતો અને સંઘર્ષોથી સભર છે. તેમનું જીવન એક પુરૂષાર્થ અને પરિશ્રમનું પ્રતીક છે. કવિ પતીલના કુટુંબમાં જો કોઇએ સાહિત્ય સર્જનનો વારસો સાચવ્યો અને કંઇક અંશે શોભાવ્યો હોય તો તે આ શ્રી નટવર અકલેસરીએજ.

વિદ્યાર્થી અવસ્થામાં અંકલેશ્વરમાં **ગુજરાતી કુમાર સહિત્ય મંડળ** સ્થાપીને તેમણે બે વર્ષ પર્યંત એના **મહામંત્રી** તરીકેની કામગીરીય બજાવી હતી. આમ સાહિત્યપ્રીતિ અને અભિરૂચિ તો તેમનામાં વિદ્યાર્થી અવસ્થાથી જ પ્રગટ થતી દેખાય છે.

તેમણે નવલિકા, એકાંકી ગીત, ગઝલ, બાળકાવ્ય અને રેડિયો રૂપકો સારા પ્રમાણમાં લખ્યાં છે અને તે ઊર્મિ–નવરચના શ્રી,

આરામ, સ્ત્રીજીવન, બીજ, ગુજરાત, ચેતન, નવરોઝ, વસુધારા, સંદેશ પ્રભાત–જ. સૌ., લોકસત્તા, જન્મભૂમિ–પ્રવાસી અને મુંબઇ સમાચાર જેવાં અનેક શિષ્ટ ને સંસ્કારી સામયિકોમાં પ્રગટ થયાં છે.

સાહિત્યનાં વિવિધ ક્ષેત્રોમાં તેમણે જે સર્જન કર્યું છે તેમાં તેમની સવિશેષ સિદ્ધિ કાવ્યોમાં અને તેમાંય બાળકાવ્યોમાં દષ્ટિ ગોચર થાય છે. તેમની એ હથોટી એ ક્ષેત્રમાં પ્રશંસ્ય છે અને તે રમકડું, બાળકનૈયો, ચાંદાપોળી, ઝગમગ અને બાળજ્યોત જેવાં બાળ સામયિકોમાં પ્રગટ થયેલી તથા આકાશવાણી પરથી " રંગ રંગ વાદળીયાં " માં રજૂ થયેલી તેમની કૃતિઓ પરથી જોઇ શકાય છે. મુશાયરા અને કવિ સમેલનોમાં રજૂ થતી તેમની કૃતિઓયે અનોખી દાદ મેળવી જાય છે.

બાપુને, ગાંધી ગઝલ ગુલઝાર, સુરસંગમ, શૌર્યગીત, સૈલાબ, વડોદરાના સારસ્વતો અને અંગ્રેજીમાં Who's who જેવાં અનેક ગુજરાતી સાહિત્યના વિવિધ પ્રતિનિધિ સંગ્રહોના સંપાદનોમાંયે તેમની કૃતિઓ અને પરિચય સ્થાન પામ્યાં છે.

વડોદરાની સાહિત્યિક સંસ્થાઓ; કવિસંગમ, અનુશીલન અને વાર્તાવર્તુળના કારોબારી સભ્ય, તથા પ્રેમાનંદ સા. સભાના સક્રિય સભ્ય હોવા ઉપરાંત કવિ મિલનના કોષાધ્યક્ષ તરીકે બે વર્ષ પર્યંત સેવા અર્પનાર શ્રી નટવર અકલેસરી વડોદરામાં કલાક્ષેત્રે સેવા અર્પી રહ્યા છે તેમનાં વિવિધ સાહિત્યનાં દશ સંગ્રહોની હસ્તપ્રતો પ્રકાશનની પ્રતીક્ષા કરી રહી છે.

સ્વભાવે સાલસ અને શરમાળ એવા આ કવિચિત્રકારની કૃતિઓમાં રંગીનતા, મસ્તી, ઊંડી અનુભૂતિ અને સંવેદનશીલતાના લક્ષણો દષ્ટિ ગોચર થાય છે. પ્રકૃતિ પ્રણય અને દેશભકિત તેમના કાવ્ય વિષયો છે.

આકાશવાણીના સ્ત્રીસંમેલન, જનજાગે, કવિસંમેલન અને કાવ્ય-ધારા વિ કાર્યક્રમોમાં તેમનાં કાવ્યો, વાર્તાલાપો અને સંગીત રૂપકો પ્રસારિત થાય છે.

કવિપિતા સ્વ. 'પતીલ' ના જેવી પ્રકૃતિ અને સાહિત્યશક્તિના વારસદાર આ કવિપુત્ર સાહિત્યક્ષેત્રે વધુ સફળતા અને નામના મેળવે એવી શુભેચ્છા.

—પ્રો ડૉ. ધર્મેન્દ્ર મ. માસ્તર
( મધુરમ્ )
ગુજરાતીના પ્રાધ્યાપક અને યુનિ. માન્ય
એમ. એ તથા પી. એચ. ડી. ના પ્રાધ્યાપક

૨૬ ઉત્તસ પાર્ક સોસાયટી,
કોલેજ રોડ,
નડિયાદ.

પ્રિય ભાઇશ્રી,

નવોદિત સાહિત્યકારોની કૃતિઓનો અભિનવ સંગ્રહ 'આવકાર' પ્રગટ થઇ રહ્યો છે, જાણી આનંદ. હાર્દિક અભિનંદન. મારા સદ્ગત આત્મીય વડીલ બંધુ ને ગુજરાતના નિરાળા કવિના સુપુત્રમાં એમનાં સંસ્કારના બીજ અંકુરિત થતાં જોઈ હર્ષ ઉપજે છે. આશા નહિં, પણ વિશ્વાસ છે કે લેખિની દ્વારા હૃદયના ભાવોને મૂર્તરૂપ આપી 'આવકાર' માં આકાર લઇ રહેલા—ભાવલોકવાસી મારા પ્રિય કલમ-કારોને સાહિત્ય પ્રેમીઓ અવશ્ય આવકારશે.

શુભેચ્છક
વિષ્ણુપ્રસાદ ભટ્ટ ( બિન્દુ )

પુષ્પાબાગ, પાકક સ્ટ્રીટ,
ભરૂચ.

## 'આવકાર' ને જેઓનો આવકાર મળ્યો છે –

૧ કોકિલા દિવાન
૨ પ્રવીણ ન. શાહ
૩ ગંગાશંકર પંડયા
૪ મુકુંદ વી. પંડયા
૫ 'પ્રભુ' પહાડપુરી
૬ ડેવીડ સોપારીઆ
૭ દલીચંદ શાહ
૮ શૈલેન્દ્ર હર્ષ
૯ 'અતિથિ'
૧૦ 'ઉજાસ'
૧૧ 'સ્વદેશી'
૧૨ રાજભારતી
૧૩ કવિ રસજ્ઞ
૧૪ મહેશ વૈદ્ય
૧૫ રશ્મિ ન. અંકલેસરી
૧૬ 'મુનીર' ભરૂચી
૧૭ અશોક ધનામદાર
૧૮ જે. એમ. શાહ
૧૯ સ્વપ્નિલ સરવૈયા
૨૦ અરવિંદ પટેલ
૨૧ પરેશ વિશ્વકર્મા
૨૨ 'સમીર' સોદાગર
૨૩ જગન્નાથ સુથાર
૨૪ શશીકાંત અમીન
૨૫ જયંતિલાલ ત્રિવેદી 'જોગીન'
૨૬ પ્રા. ડૉ ચંદ્રકાંત મહેતા
૨૭ 'મસ્તાન' બીલીમોરીઆ
૨૮ જયંતિ ચોકાઇ
૨૯ કાન્તિલાલ ત્રિપાઠી 'પડેળીવાળા'
૩૦ ચંદ્રપ્રભા વિજયકુમાર પટેલ
૩૧ 'મયકશ' ઔરંગાબાદ
૩૨ મહેન્દ્ર સી. શાહ
૩૩ યશોધરા હસમુખલાલ પટેલ
૩૪ નટવર ગિ. પટેલ 'કલમી'
૩૫ પી. કે. પટેલ 'કાણીસાકર'
૩૬ ડાહ્યાભાઇ પટેલ 'નવરંગ'
૩૭ કુમુદ બી. ભાગવત
૩૮ હસમુખ ઠકરાર 'અગન'
૩૯ વિજય ગઢવી 'કલ્પનાર્થી'
૪૦ ચિનુ શાહ 'ચંદ્રક'
૪૧ કુ. જશુમતી વસાણી
૪૨ 'નીરજ' ગુજરાતી
૪૩ 'દફન' વિસનગરી
૪૪ આર. બી. મોદીઆ 'મજબૂર'
૪૫ અમૃતલાલ દવે
૪૬ જેઠાલાલ સી. પુરાણી
૪૭ જે. એન. વર્મા 'પ્યાસા'
૪૮ ફ્રેડ્રિક બી. ક્રિશ્ચિયન
૪૯ કસ્તુર પ્રજાપતિ
૫૦ ઇન્દુલાલ ભટ્ટ 'ઇન્દ્ર'
૫૧ શરદ ઠક્કર
૫૨ ગુંજન બરવાળિયા
૫૩ અરવિંદ મુદ્દગલ
૫૪ 'પારસ' પઢિયાર
૫૫ ચીમનલાલ મહેતા
૫૬ લાલશંકર પુરાણી 'મિહિર'

વેદનાના વિષ જેણે જીવનભર પીધા, સ્વજન માની સહુને સદા અમૃત દીધા
એ મારા પરમ પૂજ્ય પિતાશ્રી કવિ સ્વ. **શ્રી પતીલ** ( મગનલાલ.ભૂ .પટેલ )



જન્મ : ૮-૮-૧૯૦૫ મહાશિવરાત્રી. નિધન : ૧૮-૩-૧૯૭૦ ફાગણ સુદ ૧૧
તથા પરમ પૂ. માતુશ્રી સ્વ. **ચંચળલક્ષ્મીને** અર્પણ–નટવર **મ. અંકલેસરી**

## અલગારી કવિ શ્રી પતીલને

હે કવિ તેં તો મૃત્યુને મંગલ કીધું,
કંચનવરણી કાયા ઉપર કફન ઓઢી લીધું.
જીવન–મૃત્યુ ઝંઝાવાતે વ્રત અજાચક લીધું
ઘોળી ઘોળી જીવનમાં ત્હેં વિષ હળાહળ પીધું,
પુરો પરિચય પામું ત્યાં તો રૂસણું શાને લીધું !
હે કવિ તેં તો મૃત્યુને મંગલ કીધું.

સરસ્વતિના અડંગ ઉપાસી કલમ ન અટકી તારી
બીપણુ યોગે જિંદગી ગાળી મૃત્યુ–ભય પડકારી
ચિર નિદ્રામાં પોઢી તેં તો એકાંતનું અમૃત પીધું !
હે કવિ તેં તો મૃત્યુને મંગલ કીધું.

વાટ વટાવી સ્નેહલ દિવડે 'પતીલ' તું રે ચાલ્યો !
આતપ્ત અંતર શાંતિ માટે, શું હાથ પ્રભુએ ઝાલ્યો !
વામન દેહે વિરાટમાંથી અમૃત જગને દીધું !
હે કવિ તેં તો મૃત્યુને મંગલ કીધું.

જયંતિલાલ ત્રિવેદી
'જોગીન'
(ડભોઇ)

—— * ——

## સ્વ. કવિ શ્રી પતીલ

ન'તું કલ્પ્યું કદી કો'એ નિધન કરુણાભર્યું,
તથાપી એ હતું સાચુ–અનિચ્છાએ મનાવવું.

સાદાઈમાં જીવ્યા કિન્તુ રહ્યા સ્વમાનથી સદા,
પ્રતીતિ એ થઈ, છોડી શાળાની 'માસ્તરી' તદા !

અન્નના કોળિયા માટે વલખાં જિંદગી લગી—
કર્યાં, તોયે ન લંબાવ્યો સ્વમાની હાથને કદી.

પ્રતો ને પુસ્તકો વેચી, લાંઘણોયે કંઈ કરી,
ચણા ને મમરા ખાઇ વિતાવ્યા દિન કૈ કવિ.

મિત્ર ભાવે અરે ! કોઇ મદદે આવતું કદા,
તો તમે ગર્વથી કહેતા : 'હું તો ધનિક છું સદા !

ધન્ય હો એ જનેતાને, ધન્ય છે તમને વળી—
જ્યાં હો ત્યાં પણ એ રીતે સ્વમાને જીવજો, કવિ !

ચિનુ શાહ
'ચંદ્રક'
(અમદાવાદ)

—— × ——

# ઓવારણા



કોકિલા દિવાન

કુમકુમ અક્ષતના
 થાળ વધાવો
માના સોહે
 કુમકુમના ચાંદલાજી રે..

કુમકુમ રંગભરી
 ચૂંદડી બંધાવો
કુમકુમના પાડે
 માજી પગલાંજી રે..

મા કુમકુમવરણી
 તારા આગમન મારે દ્વાર
મેં તો દીઠા
 કુમકુમના અજવાળાજી રે.
કુમકુમ અક્ષતના...

 મા તારી કુમકુમ
 રંગી મહેંદી સોહાય
 મારે આંગણે કુમકુમના સાથિયાજી રે.
ચૂડીઓના ભાતમાં, કુમકુમ રંગમાં
 કોડીલી કન્યકાના કંકણજી રે....
 કુમકુમ અક્ષતના...

કુમકુમ થકી સોહે સોહાગ ભાલે
 માજી શુકન છે આજે કુમકુમનાજી રે
ઉડાડો કુમકુમ ને બોલો જય જય જય
 ગગન ગોખે તારાં બેસણાંજી રે...
 કુમકુમ અક્ષતના ..

---

અમારું આગામી પ્રકાશન નમસ્તા આજ પદ્ધતિએ પ્રગટ થશે. નવોદિત આશાસ્પદ તરુણ કવિ મિત્રોને પોતાના શ્રેષ્ઠ રચનાઓ સંપાદક—નટવર અકલેસરીને મોકલી આપવા સ્નેહભીનું નિમંત્રણ છે
આવકાર



# સનમને

રશ્મિ ન. અંકલેશ્વરી
(વડોદરા)

સનમ તુજને પામવા સદાયે
 આંસુ ઘણા સારતો રહ્યો
ઈશ્કનો ખાલી જામ હોઠે
 સદાયે અડાડતો રહ્યો

નયન ચાર કેવાં આતુર હતાં તુજ સંગ ખેલવાને કાજ,
 પામ્યો ના તુજ પ્રેમ કદીયે પડદો સદાયે પડતો રહ્યો
હોળી તો અમે સદાય દીઠી, નજરે ભાળી ના દિવાળી
 હોઠે ધરેલો જામ અમૃતનો શાને ઝેર વેરતો રહ્યો !
ઓ પાષાણ હૃદયની પ્રિયા વ્હાલી, વજ્ર શા તુજ વેણે
 મીણ શા મુજ દિલને સદાયે કારમો ઘા કોરતો રહ્યો
આવ્યો હતો તુજ આંગણે **રશ્મિ** આશા ધરી ઉરે ઘણી
 વેદના વિહીન નિતે જીવન સ્વપ્ન સદાયે સેવતો રહ્યો.

# કહે !

—કોકિલા દિવાન

તુંજ કહે તને 'કહું' કે ના કહું'!
મનના ભીતરની મારી એ ગત,
જાણે અજાણે ભંડારી રાખી.
છાની છપની કંઈક એવી વાત.
તું સમજે કે ના પણ સમજે,
તું માને યા ના પણ માને;
એક પળ દુનિયા મારી દિસે,
એક પળ તું જોજન દૂર વસે.

યાતના મારી કેમ કહેવાશે ?
ભાળી તુંને દૂર જીંદગી ખાલી દિસે.
તું જ કહે, કોને કહું, કોને ના કહું!
આવી રે મારા દિલની એ ગત
યાદ તારી સતાવે હર પળે,
મમતા મૂંઝવે તારી મને,
કંટક ભર્યા આ જીવન માંહે
તારા પ્રેમની સુંવાળી છે દૂર મને

# કલમને



કુમુદ. બી. ભાગવત
(મુંબઈ)

કલમ તું કદી અટકીશ ના
અવરોધ ભલા થાય ઘણા
તણખા વેરાય ગુસ્સા તણા
પણ રાહ તારો છોડીશ ના
કલમ તું કદી અટકીશ ના.

જુલ્મોને તું સહન કરજે
સત્ય કથા તું સદા વદજે
હાથમાં કોઈના રહીશ ના
કલમ તું કદી અટકીશ ના.

માર્ગ તારો મુશ્કેલ બને
જીવવુંયે કદી ઝેર બને
હોય કોઈની સામે ઝૂકીશ ના
કલમ તું કદી અટકીશ ના.

તાકાત ઘણી તારી કને
તું અન્યાયને ટાળી શકે
સત્યનો રાહ બદલીશ ના
કલમ તું કદી અટકીશ ના.

# છ હાઈકૂ

રાજભારતી
(ગાંધીનગર)

નીરવ રાત્રી,
સ્થિર ગરોળી, નળ,
ટપકયા કરે.

લીલ ઓઢીને,
પોઢયું તળાવ, જાણ્યું,
પંખીની ચાંચે

નિશા કયાંકથી
છોડે વેણી, વેરાય
તારલા આભે.

કોરી ગાગર
ગોરીની કેડે, ભીનું
મનડું મારું.

આકાશ મધ્યે
તપે સૂર્ય, ઘરમાં
ચાંદા ચમકે.

શ્યામ આભલે
થઈ તારક ઝગે
રૂડા અક્ષરો.



# મલકાઈ જશે !

નટવર અંકલેસરી

વડોદરા

તમ વિણ હૈયું તડપે મારું જીવન ઝરણું સૂકાઈ જશે
આવીને દર્શન દેશો તો મુખડું આ મલકાઈ જશે
ગર્વ કરો ના રૂપયૌવનનો એક દિવસ કરમાઈ જશે
સમજાવું તમને શી રીતે ! એ અનુભવે સમજાઈ જશે.
ક્રૂર નથી આ કોમળ હૈયું લાખ ગુન્હાઓ માફ કરે
સદા તમારો સાથ હશે તો દુઃખડાં સૌ વિસરાઈ જશે.
ગીત પ્રણયના ગાતાં રહેજો છેડી ઉરના તારોને
જો વાદન બંધ કરી દેશો તો રાગ બધાં લોપાઈ જશે.
રાત વિતાવી રહ્યો વિરહમાં તારા ગણતા અંકલેસરી
તારા ગણતા તારી પ્રતિમા દિલ પર કંડારાઈ જશે.

---

# કાંટાળો માર્ગ

—નટવર અંકલેસરી

પકડયો છે પાલવ પ્રેમથી તો લાચાર બનશો નહિ
મહોબ્બત કરતાં કરી નાખી તો કોઈથી ડરશો નહિ
કાંટાળો છે માર્ગ પ્રેમનો કાયર કદી બનશો નહિ—
ખીલ્યો છે બાગ યૌવનનો કળીને કરમાવશો નહિ.

# વસંત ઋતુ



દેહ પર નવાં રૂપ ધરીને
શણગારો મનોહર સજીને
કેવી વસંતઋતુ આવી !
મ્હેંકે સારું ઉપવન આજે
મસ્ત બનીને મયૂર નાચે
મસ્તાની ઢેલ પણ નાચે
મ્હેંકે સૌના મનડાં આજે
કેવી વસંતઋતુ આવી !
ધરતી મનોહર લાગે પ્યારી
રંગબેરંગી ખીલી કયારી
ધરતીની સોડમ છે ન્યારી
ઋતુ લાગે ન્યારી ન્યારી
કેવી વસંતઋતુ આવી !
ભમરાના ગુંજારવ ભારી
હોળી સાથે ફાગને લાવી
હરિયાળી ચાદર બિછાવી
ચંદ્રિકાને કેવી સજાવી
કેવી વસંતઋતુ આવી !

—ચંદ્રપ્રભા વિજયકુમાર
(વડોદરા) પટેલ

આવકાર

# ચીસ

રાત્રિ અર્ધાની
ચીસ ભૂતાવળની

સાંભળી છે ?
સાંભળવી છે ?

મધ્યાન્હ બહીવડાવે છે
નિશીથને...

ધસતાં જારનાં ગાડાં
ખાવા ચાડિયાને

... ..ચીંટી વળ્યાં છે
ચાડિયાના પિંજરો
પિંજરાઓના ઢગ,

સ્મશાનમાંય ન માય.
કબરોમાં ન દટાયા

હોય એવાં જીવિત
મૃત–દેહો રવડે છે.

ભુતાવળ જગાવવા

કાં ?

કૂપથીય ઊંડી—મોટી

આંખો લઇ......
ટાલિયા અરણ્યમાં .

ફેંદતા ફરે છે

કંઇક મળે તો ?.!
આદમની ભૂતાવળ
ઓ રહેવા દેય..

તોય બસ ! રાખવા દો;
તોય બસ !!

—કસ્તુર મા. પ્રજાપતિ
"પ્રેમમૂર્તિ"

# જય બાંગલા !



આજકા દિન હૈ બડા મહાન
જય બાંગલા જય હિંદુસ્તાન.
હિંમતસે આગે બઢને વાલે
હમ ન કિસીસે ડરને વાલે
સમર્પણ માનશરતી કરકે
નિયાઝીને રખે શસ્ત્ર છોડકે
સારા જુંગારી ભૂલા હૈ ભાન
ચિંતાને આઈ યાહ્યાકી શાન
જય બાંગલા જય હિંદુસ્તાન
મિયાં ભુટ્ટોને ખો દિયા ભાન
સારા બાંગલા કો કિયા વેરાન
તેરહ દિનમેં દુશ્મનકો હટાકર
બલા મુજીબકો તાજ પહનાકર
ઇન્દીરાજીને કિયા ખૂબ કમાલ
જય બાંગલા જય હિંદુસ્તાન
યશો, દગાબાજ હૈ સારે દુશ્મન
ના સમજ શકેંગે ઉનકે મન
સારે જગમેં ન રહા સ્થાન
જય બાંગલા જય હિંદુસ્તાન

—યશોધરા હસમુખલાલ પટેલ
આવકાર વડોદરા

# વ્યથા—

નથી સહેવાતું
નથી રહેવાતું
નથી કહેવાતું
શે ! અંતરવાણી
ન શકે વહી !
નથી સમજાતી
નથી કળાતી
નથી મનાતી
મનને સતાવતી !
જે નથી વ્યથા
નથી વિયોગ
કે નથી વાણી
તો શાને જીવન
ખાલી ખાલી !
નથી હસાતું
નથી રમાતું
નથી રડાતું
શાને ગઈ થાકી
આ નેટ નેડી !

—કોકિલા દિવાન

☆

બીજું સોપાન ? ! !

"તમન્ના"

રચનાઓ સત્વરે
મોકલી આપો

## તૌબા કરીને પી

'મયકશ'
ઓરંગાબાદ

બહેકયા વિણ બહેલીને જરા ઠામે ઠરીને પી,
સુરાની આબરુ પીનાર છે ઇજ્જત કરીને પી.

સુરાલયની રસમ છે, જામ કોઇને ધરીને પી,
ન કર ફીકર, ન લે કોઇ તો સાકીને સ્મરીને પી.

વગર પીધે થશે બેહોશ જીવન-શ્વાસ રૂંધાશે,
મળે થોડી તો થોડીથી હૃદય તારુ ભરીને પી

અગર ના આવડે પીતાં તો છોડી દે સુરાલયને
સુરાની જીંદગી પર જાન આપી દે, મરીને પી.

ખુદાઈ કામ કરતાં જો જગત રોકે તને તો તું,
ઉઘાડે છોગ આખાયે જગતને છેતરીને પી.

નથી બંધન તને કોઇ સમય કે સ્થાન સાધનનું
હૃદયથી નિત પુરા બ્રહ્માંડને તું આવરીને પી

પીવાની રીત એવી હો કે આવે કેફ સાકીને,
જરા ઉમટે. સુરાના નામથી તૌબા કરીને પી.

રહે "**મયકશ**" અધુરી પ્યાસ જેની પ્યાસ સાચી હો,
રહે ખાલી સદાયે જામ એ રીતે ભરીને પી

## તે પહેલાં

પ્રસ્વેદનાં નખથી
વિધિની ચામને
ખંજવાળતો આ પુરુષાર્થ
કદાચ
એક ક્ષણ પછી ( વ્યતીત ક્ષણ ન જાણે તેમ )
આળસના અંધ પોલાણમાં બેસી...
બપોરે ને, ચાંદનીના ક્રોધ રૂપે જાહેર કરે
ને...
તે પહેલાં,
હું
ચાંદનીને, બપોરની નમ્રતા રૂપે જાહેર કરી
ચૂકયો હોઇશ

'પ્રભુ' પહાડપુરી
મોડાસા

# પનિહારી

કોકિલા દિવાન



પનિહારી રે પનિહારી
બેડે ભરે પાણી, બેડે ભરે પાણી;
જાતી વાટકડી રે જાય વાટકડી
પનિહારી રે...

જળને રેલાવતી યૌવન નીતારતી;
તારો ઘડો છલકાય મુખડું મલકાય
પનિહારી રે...

ઘાયલ મન ને રંગ ચૂવે ચૂંદડી
ઝરમર ઝરમર ઝરતું હૈયું,
છમ છમા છમ
પનિહારી રે...

શ્રાવણના વાદળો વર્ષાની રમઝટ,
તું અંગ મરોડે, ત્યાં પાયલ
છમ છમા છમ
પનિહારી રે...

મદમાતી ડગરણી ધરણી ધ્રુજાવતી,
ભીંજ્યું ભીંજ્યું હૈયું, અહીં
ટહુક્યા મયૂર વન વન
પનિહારી રે...

કાંખે ઘડો, માથે ઘડો, હૈડે હલચલ,
કુવા ને કાંઠે છલક્યાં કળશ,
કટિમેખલે ને કમળે ખર્યાં મોતી
પનિહારી રે...

## એક આશ

સ્વપ્નિલ સરવૈયા. અમેવાડા

ખિલ્યા છે ફૂલ ઉલ્ફતના ચમનમાં આપ આવોને
 મહેંકે છે વફાની ખુશ્બુ સુમનમાં આપ આવોને
ખિલ્યો છે ચાંદ પૂનમનો હવાનો સાથ છે પ્યારો,
 રહ્યા ચમકી સિતારાઓ ગગનમાં આપ આવોને.
લઇને આશ બેઠો છું તમારા આગમનની ને
 જલાવ્યા છે દિપક પણ ઉરસદનમાં આપ આવોને
ચલાવી છે સમયની સાથમાં મેં નાવ જીવનની
 લગાવ્યા છે ઘણા દાગો જીવનમાં આપ આવોને.
સજાવી કુદરતે રંગત સુહાની સૃષ્ટિમાં ને મેં—
 બિછાવ્યા છે હૃદય પુષ્પો આંગનમાં આપ આવોને.
ભલા થાઓ નહીં એ દર્દ અમોને યાદ આવીને
 જીગરનો પ્રેમ છલકે છે કવનમાં આપ આવોને.

## થોભો અહિં

—મહેન્દ્ર. સી. શાહ મલાડ.

થોભો...અહિં પલભર મારી કથા માટે
કે...કેવા પાત્ર પામ્યો છું, રાતો રહ્યો છું.
તમને હૃદયથી શુદ્ધ સોના સમા જાણવા
તપાવી રહ્યો છું દોસ્તો મુજ દિમાગને.
હતો કેવો જમાનો એ ખંડેરનો જુઓ,
ભરાતા'તા ભંડાર જયાં અંધકાર ભરાયો છે.
પૂર્ણ નથી થતાં એ અરમાન શા કામના ?
નજર માંડી ના શકે એ ઊંચા મિનાર શા કામના ?
મુજને શાંત સમજનારાઓ...અંગાર બન્યો છું હું
ડરતા નહિ જવાળાથી હૃદયે લાવા પીગળી રહ્યો છે.
હિસાબ મારો માગનારાને ખબર કયાં છે...
ચૂકતે કર્યું છે દેવું...મોત બાકી છે.

# મારા ઘરમાં — કોકિલા દિવાન

આ આવીને પડેલો,
બીડેલે નયને,
મિત્રોથી છૂટેલો
હસતો, એકલો !...
ગૂજરી ગયલા કોલાહલને વાગોળતો,
સૂરીલો ખડખડાટ માણતો શરાબી પ્યાલે,
સૂતેલો અહીં,
ગત પળોની હૂંફે આરામતો...
બંધ આંખ આ ક્ષણે મરી ચૂકેલો...
નયન રડી પડ્યા...
બિચારો હું મરી ગયો ને ?
માનવ કીડીયારું ! સ્વજન સ્નેહી !
હવે હું સૌ બધા મહીં,
હવે હું એકલો નથી...
વરસ્યા આંસુ ? હવાની ભીનાશ છે
હવામાં આવકાશ છે.
છેલ્લી પળ ! કાષ્ટવત્ કાયાને સંગાથ છે.
નસીબને સાથ છે.

સૌ સંગે જવા નીકળેલો હું,
મને લઈજનારાઓ! આ પળે સૂતેલા કબરમાં–
ચાલી નીકળેલા મૂકી સૌ મને
એકલો હું અહીં !
મારા ઘરમાં ફરીથી !
એકલો !

# રેતી પર નામ — રાજભારતી

રેતી પર નામ તારું ચીતર્યા કરું !
દરિયાની ભરતીમાં ઊછળે છે આભ,
હું તો વાયુની લહેર થઈ ફરકયા કરું !
રેતી પર નામ તારું ચીતર્યા કરું !
ડૂબતા સૂરજનાં તેજ વહી આવે ને
આંખો તો થાય મારી રાતી,
હેલારે હેલારે નાવ સરી જાય
એની પાણીમાં પગલી અંકાતી.
કયારેય સુણાય નહીં એવું એ ગીત
કોઈ હળવેથી જાય છે ગાતી.
ખીલતી પૂનમ ત્હોય ઓટ થઈ
મારાથી વેગળો ને વેગળો સર્યા કરું.
રેતી પર નામ તારું ચીતર્યા કરું !

## હાઈકુ

ખેતર વચ્ચે
ચાડિયો, ખેતરમાં
ચકલાં ફરે.

કા'નને હોઠે
મુરલી છેડે ગાન,
રાધા તું આવ.

તમરાં ગાય
રાત્રિ ગાન, ને રાત્રિ
ગળતી જાય,

ભરેલ ગાડું
ખરાબ રસ્તે દોડે,
ખખડયા વિના.

ગાય બિચારી
છોડી ગમાણેથી, તો
સીધી વાડે ગૈ.

મંગલ ગાન
ગાઓ આજ પ્રીતમ
રણ સિધાવે.

નટવર. ગિ. પટેલ 'કલમી'

## Back Waters of Kerala

સરરર સરરર સરતી જાય,
જળતરંગે તરતી જાય, રે,
નીલરંગી મારી હોડી માંય
મુજ મનડું ગીત ગાતું જાય...
છાયું ઉપર ગગન વિશાળ,
ખળખળ નીચે નીલા પાણી,
ચોમેર દિસે વૃક્ષની છાંય,
ગાજે અંદર નાવિક વાણી....
ઝૂમઝૂમ સર્પાકારે વ્હેતા,
કેરળના એ જળરેલા,
નદી ઝરણે નોખી છટા,
ઘેરી નારિયેળીની ઘટા...
કૃપિકારની માદક નજર,
સૌમ્ય શીતલ મલય પવન
હરિયાળી ધરતીના અંજન,
જળવારિના ખળખળ ગુંજન...
જાય છે રે જળરાશી દોડી,
શહર સમંદ ગાઁવ જોડી,
એક એકથી થૈને અનેક,
સમતા જાઈ પણે સાગરપટ...
તટે તટે આંહી મંદિર વસે,
કેરળ ભૂમિ અદ્દ્ભુત દિસે,
મૂકી માઝા પ્રકૃતિ હસે,
દરિયાવ દિલ માનવ અહીં વસે...

—કોકિલા દિવાન

## આહ્વાહન

અણવિકસી હું કોમળ કળી,
પરાગ સભર સૌરભ ભરી,
ગુનગુન ગુનગુન સુની ગુંજારવ,
મદભર ભ્રમરની મીઠી કેલી...
ફેલાવી મમ સૌરભ રેલી,
આહ્વાહન હું દેતી ભોળી...
પુષ્પે પુષ્પે ભમતો રે ખાલી,
પડી રે અહીં મદભર ઝોળી...
ના ઠેલીશ, ભ્રમિત ભ્રમર,
લઈ જા સત્વર એના લ્હાણ,
અર્પું તુજને અંતરથી આજ,
અણમોલ યૌવનના રે વ્હાલ...
ક્ષીણ થાતા જશે બંધન,
પલટાશે કાયા બની જર્જર,
અસહ્ય વૃદ્ધત્વ કરવું સહ્ય,
લૂટવા દે જોબનની પળેપળ...
ચતુર ચંચળ ભ્રમિત ભ્રમર,
રસાસ્વાદ લેતો કરે ભ્રમણ,
ઠરી ન બેસે એકજ ઠામ,
લઈજા આસ્વાદ ભર્યો છે જામ...
છે આહ્વાહન તુને અનેક,
વનવનમાં ખાલી બહાર,
કળી કળી ઝીલે મુસ્કાન,
રે! દે જાને રંગ એકાદી ક્ષણ!...

—કોકિલા દિવાન

## લુહારણ

—શાહ દલીચંદ

દિવાળી દીપ જોવાને પોંચ્યા જ્યાં મધ ચોકમાં
સુણ્યો મેં સાદ કો એવો ચિત્ત મારૂં હરી જતો
મઝૂરા મિષ્ટ રાગો કૈં ચૌટામાં ગાજતાં હતાં,
રેડિયા, ફેરિયા સાથે ભિખારી ગાજતાં હતાં,
એમાંથી યાદ છે એવો દિલને ઘુમરાવતો,
લેવા છે સાણસા, તાવા, એવું મીઠું ટહુકારતો
લુહારણ ફરે ચૌટે ટોકા ઓર ગજાવતી,
અનોખી ભાત પાડીને ઘમ્મર ઘેર ઘાઘરે.
ઉભા'તા મોરલા એના કમખામાં કળાયલ,
પ્હેર્યા'તા ચાંચિયા જોડા, માથે ઓર સુહાગનું
છટાથી ચાલતી કે'તી લેવા છે ચીપિયા તાવા.
દશ્યો દીપકના ભૂલી, ખીલી વૃક્ષે કળી કળી.
ભૂલી સાથ સખી કેરો દેખી રહ્યો હું મ્હાવરો.
વાણીને દેવપૂજાના ફૂલ લીધા કસી કસી
લીધાં ફળ અને મેવા અત્તર ગંધ રૂચતાં
કિંતુ યાદ નહીં બીજું : લુહારણ છટા ભરી
આવ્યા ગાડી કરી ઘેરે મધરાત થતાં થતાં
ખસી ના કિંતુ દિલેથી છટા ભરી લુહારણ
ઝાંખી, એની છબી સામે શોભા દીવાનખંડની
દશ્યો ભુલાવતી બીજા કે'તી હ્યો સાણસી, તાવા.

## ગમે છે

—રશ્મિ. ન. અકલેસરી

તુજ નયનરમ્ય પાંપણના પલકારા મને ગમે છે
ગુલાબી ભર્યા ગાલે પડતા ખંજન ખૂબ ગમે છે
સનમ પરવાળા શા તુજ ઓષ્ઠને ચુમીને સદા—
તુજ શ્વાસ મહીં મુજ શ્વાસને પણ સમાવું ગમે છે.

# પિયુને સંદેશ

વ્હાલી વ્હાલી તું થઈશ મા
રે વ્હાલી !
વ્હાલીની વાટડી જોઈશ મા રે !
વ્હાલો બેઠો છે પરદેશ,
બાંધી હેત્યું કેરી હેલ;
જારે પપીહા એને રે દેશ
ગાંઠે પ્રીત્યુંના લઈ સંદેશ;
હું તો ઓછી ઓછી થાઉ
ઓ ! મારા મનની પાગલ માત,
મારા દિન જાય જાય રે દવલાં
વ્હાલાની હૂં રે વિજોગણ !...
રાતડી અભાગણ નીંદરૂં વેરણ,
વે'લ્યુંને પૈંડે પિયુ રણકે મીટડી,
સીમને સીમાડેથી બપ્પોર વળી,
તડકાને છાંયડી ઢોળિયે ઢળી;
પ્રીત પિયુનાં અંજન આંખે,
નૈનુનાં અમી ટપ ટપ ટપકે;
પિયુ પરદેશ, પારેવાને પેલે પાર,
ખેતરે ને ડુંગરે, સરવર ને કૂવે,
વનવડે, ઝાડઝાંખરે જઈ કહો,
જઈ કહો જઈ કહો !
કંટક શય્યે શૂળ ઓઝેરાં...

કોકિલા દિવાન

# પ્યાસ

પ્રેમમાં
પાગલ
દિવાનો.
લાગી પ્યાસ
ને
ચાલ્યો
ભર દરિયે.
આગ
અને
પ્યાસ
બુઝાવવા
ને
છતાંય
અતૃપ્ત
સદાયે
રહ્યો !
ના પામી શક્યો
એકાદ
બુંદ
પાણી.
ન છીપાવી
શક્યો
પ્યાસ દિલની !

—અતિથિ

# હો દુઃખિયારા ! હો દુઃખિયારા !



**ચીમનલાલ મહેતા**
**અમરેલી.**

થંથી ના જાજે જોઈ દુઃખના દરિયા
હો દુઃખિયારા !

સ્વાર્થી જગતથી લેશ ના ડરજે,
મક્કમ રહી માર્ગે ડગલાં ભરજે
પગલે પગલે છો અગનનાં તિખારા
હો દુઃખિયારા !

માયાને મોહ ના બન અધીર,
મનડાંને ટોક ના ડગ લગીર,
ભમી ભમીને છો ન મળે સહારા
હો દુઃખિયારા !

સ્પૃહાનો સમુંદર તિખો તરખાટ,
સકંજે માયાનો ઘડે છે ઘાટ,
વાટમાં ભૂલથી ના કરજે ઊતારા
હો દુઃખિયારા !

ભટકતો ભૂલીશ જો જીવન લગાર,
અસંતોષની આંધી જો ચડે બેસુમાર,
સિદ્ધાંતની કેડીએ કોકજ સથવારા
હો દુઃખિયારા !

## શી જરૂર

"પ્રભુ" પહાડપુરી

વૈરાગ્યની પછી હોય શી જરૂર એને
જો એ સંસારના કાર્યમાં મસ્ત હોય તો.
એ જગથીયે વધુ વ્યથિત હોય છે, જો
વૈરાગ્યમાં કોઈ વધુ આસક્ત હોય તો.

બચપન, જીવન, અંતિમપળો તારી
ઑફિસ, અભ્યાસ ખંડ
છેલ્લે તારું શયન ગૃહ
ટેબલ ખુરશી તરા ચશ્મા–

પલંગ, પેન, પુસ્તક, પોશાક ઘડિયાળ, સપાટ–
તારા આવાસની ઈંટ ઈંટમાં છે જવાહર !
બોલે છે જવાહર જાગે છે જવાહર !

તારું હાસ્ય ને હસ્તધનૂન
હમણાંજ તું આવશે !
ને હું ને તું.
તું તુંજ જવાહર.
ભારતનું રત્ન.
લાખોનો લાડિલો
ટન ટન ટન ટન ટન
પાંચ ટકોરા.
સંત્રીનો અવાજ,
બંધ થશે દરવાજા મેમોરિયલના.
પ્રવેશ નહી મળે, નહેરૂ આવાસમાં.
ઝગઝગે સૂરજ એજ હજી દિલ્હી ઉપર.
બુંદ બુંદમાં તારી રક્ષા વિભુતિ,
ધરતીની સોડમ ભીની છે હજી.
તારો આવાસ ! સૂમસામ !
આમજન વિમુખ તું !
આવડી શી જલ્દી ?

હા ! તું ચિર નિદ્રામાં પોઢી રહ્યો છે ?
—કોકિલા દિવાન

# તલાવડી તટે સાંજ



તલાવડી તણા તટે
મનોરમા સુસંગમાં
હું સાંધ્ય સૌમ્ય માણતો
હતો ઉમંગ અંગમાં
હતા વિહંગ સ્વસ્તિકો
નભે સુરમ્ય રંગમાં
હતો રવિ ઉદાસ ને
ગયો હતો ઉમંગમાં
જગતમાં આમ ચાલતુંજ
આવ્યું કે યુગો ગયા
સદા સમાન કોઈની
ખુશી નથી રહી ટકી

વિચાર તત્વજ્ઞાનનો સમાય આ અંતરે
અને હું ધ્યાન મગ્ન શો રહુ નિહાળી અંબરે
નદી રવિ તટે ચરંત સારસોની જોડલી
અને નભો અગોળથી ભૂગોળ નેંજ જોડલી
અહે અભો મીરાની ગા ઉપાડતી હતી ચરણ
પુરાણથી પ્રસિદ્ધ છે એ ઐક્યનું ઉદાહરણ
જો આજ હોત વાલ્મીકિ તો કેટલા થતે ખુશી
કદાચ સારસાયણુ રચેત એ કવિ ખુશી
સાંજના સમાની હતી સહેજ લ્હેરતી
સ્નેહ ભાવ ઉરના અનેકને જગાડતી
સનેટની લીલા સમગ્ર સંચિકા વિદાય થઈ
અને ચરંત સારસો તણા એ જોડલીય ગઈ
ઉગ્યા શશાંક વ્યોમ માંહી તારલીની સાથમાં
લીધો અમેય વાટ એકમેકના સંગાથમાં

—અમૃતલાલ દવે. વણાકરાવાળા.

## ચંદ્રનું શું કામ છે!

પ્રવીણ. ન. શાહ પાદરા.

ચંદ્રિકાને જોઈ કહો છો ! ચંદ્રનું શું કામ છે ?
નાદાન છો ! તમને શું ખબર ! ચંદ્રનું શું કામ છે ?
તડપતા પ્રેમીઓને પૂછો, ચંદ્રનું શું કામ છે ?
આકાશથી ગળતું શીતળ ચાંદનીનું જામ છે.

પાક મુસલમાનની ઈદનો એ પવિત્ર પયગામ છે
પિયુઘેલીને પૂછો ચોથના ચંદ્રનું શું કામ છે !
શ્રી રામનેયે જુઓને ચંદ્રનું કેવું કામ હતું !
માસુમ બાળકે સમજે છે એ મામાનું ગામ છે.

હથેળીમાં ચાંદ બતાવવો એ માનવીનું કામ છે
ઉપકારી છતાં બિચારો ચંદ્ર કેવો બદનામ છે !
કરોડો સિતારા ન કરી શકયા રોશન રાત્રિને
એ સિતારા મહીં સમજી લો ચંદ્રનું શું કામ છે !

કાળાશને ગળે લગાવતો ચંદ્રનો પયગામ છે;
શાંતિ માટે શહીદ થવું એ વીરલાનું કામ છે.
યુગોથી પ્રતિદિન વધતો ને ઘટતો રહે આકાર
કાળી રાતનેય ઓપ દેતું એ અનોખું ધામ છે

જગતના સૌ જીવોને પળનોયે કયાં વિરામ છે;
પોઢાડે સુખચેનથી ચંદ્ર સૌનો આરામ છે.
અગન હોવાથી તમને ચંદ્ર લાગે છે આગ જેવો
ઠંડક આપ્યા સિવાય બીજું ચંદ્રનું શું કામ છે !

"દઝાડે છે ચાંદનીથી, પારકાથી પ્રકાશે છે–
કલંકિત છે" ચંદ્ર પર એવો આપનો ઈલ્જામ છે.
ઉછીનોય કોણ જેરવે છે તાપ સૂરજનો જગમાં
ખુદ બળીને ઠંડક આપે કર્મયોગી નિષ્કામ છે.

અમાસની રાતનેય પૂછો ચંદ્રનું શું કામ છે ?
લૂંટી લો શરદ પૂનમે ચંદ્ર, નશીલો એ જામ છે !
ચાંદની રૂપે ટપકતો ઇશ્કનો રૂપેરી જામ છે.
માશૂકા ભલે ચકોરી હોય ચંદ્ર ક્યાં ગુલામ છે ?

ભલે બીડાય કમળ દિવસનું સાંજની આંખમાં;
પોયણી વડે રાત્રિ ખોલવવી ચંદ્રનું કામ છે.
ઊર્મિભાવે સૂરજે શેક્યું ને સહેજ ફાટી ગયું;
આકાશના ફાટેલા હૃદયનું ચંદ્ર નામ છે.

હળાહળ ન જીરવતા વ્યાકૂળતાથી તાંડવ કર્યું
તે નિલકંઠના શિરે શાંતિ કાજે ચંદ્રનું કામ છે.
સ્વદેહે વિષ સમાવનાર શિવની જટામાં રહી
પુનિત અમૃત ગંગા રેલાવતી ચંદ્રનું કામ છે.

સ્વાતિ નક્ષત્રે મોતી બીજ દેવા, ચંદ્રનું કામ છે.
મસ્તીમાં આવે તો સાગરનેય ડોલાવી દે છે
મહાસાગરેથી આંદોલન કરવું ચંદ્રનું કામ છે
**પ્રવીણ,** ભલે રહે નભમાં, અહીં ચંદ્રનું શું કામ છે ?

—x —x—

## તડકો

'નીરજ' ગુજરાતી.
લુણાવાડા.

સૂરજની હથેળીમાં સરકી જાય તડકો
પછી રેતના કણેકણમાં ભળી જાય તડકો.
ભર બપોરે સીમ મહીં વૃક્ષો ઉપર
ચૂપચાપ આવીને રોજ બેસી જાય તડકો.
છાંયડાની નાવડી લઈ ક્યારેક અહીંયાં,
ક્ષણોનો સમંદર તરી જાય તડકો.
નભને પીઠ પર લઈ સમયની શોધમાં,
પક્ષીની પાંખો સાથે ઉડી જાય તડકો.
ઝરણાં સાથે રઝળતી વસંતોમાં **'નીરજ'**
કોઈના સ્મરણ રૂપે આવી જાય તડકો.

## ઉદાસ છું

પ્રા. ડૉ. ચંદ્રકાન્ત મહેતા

આ શ્વાસમાં વિશ્વાસથી હુંયે ઉદાસ છું.
ખોટા ઠર્યા વિશ્વાસથી હુંયે ઉદાસ છું !
કવન થવા મથે હૃદયમાં ઊર્મિઓ ઘણી,
એ વણકથ્યા ઉચ્છ્વાસથી હુંયે ઉદાસ છું !
મહેફિલ તમારી આવતા આવી તો હું ગયો,
આ ડોળના ઉજાસથી હુંયે ઉદાસ છું !
ફૂલો અહીં સજેલ છે આ કાગળ બધાં,
કૃત્રિમ ઘણી સુવાસથી હુંયે ઉદાસ છું !
ક્યાં ભોમ ને ક્યાં ઘર ? મને કશી ખબર નથી
ક્ષણિક અહીં નિવાસથી હુંયે ઉદાસ છું !
કોને ગણું હું પારકાં ? કોને ગણું સ્વજન ?
દુનિયા તણા સહવાસથી હુંયે ઉદાસ છું !
ખબર ન'તી કે માનવી થાવું, હશે સજા,
ઈશ્વર તણા રકાસેથી હુંયે ઉદાસ છું ! !

## આતમની પાળ

કોકિલા દિવાન

કોણ મને પસવારે !
કોણ મને પંપાળે ?
કોણ મને ફેલાવી બે બાહુ,
હાથ પસારી, લૈ દોડે સાગર મહીં,
ને લહેરાતી મોજાંની સંગે,
કોણ મને દે ભીંજાવી ?
કોણ મને દે ભીંજાવી ?
ભીની ભીની નાજુક કાયા, કોણ દે તરબોળી ?

ને દે નિતારી ?
કોણ મને પસવારે !
કોણ મને પંપાળે ?
કોણ મને સથવારે ?
કોણ આવે દેવા ઝાંખી અહીં,
અદમ્ય તૃપ્તિ કેરી,
બાથ્યું ભરવા સાગર સંગે, આ તરંગે.
કોણ ભરે હિંમત નરવી
તરવાર આ સંસારે ?
કોણ મને પસવારે,
કોણ મને પંપાળે ?
પ્યાસો પ્યાસો કોણ ઝંપલાવે ?
સૃષ્ટિ કેરી વિરાટ કાયે ?
નભ ધરાની ખૂંદતો કેડી
પામતો અંત અનંતે ઘેરા રંગો,
કોણ જીવનનૈયા મૂકે ફેડી ?
કોણ બાથોડિયા લે જળ માંહીં ।
કોણ સાહસ ખેડે આતમ સંગી ?
કોણ મને પસવારે !
કોમ મને પંપાળે ?
કોણ આતમદિવો લૈ અંધારે, અજવાળે !
અજાણ ભૂમિની વાટે વાટે,
સપ્તર્ષિને ભાળી ભાળી,
ધ્રુવ મનુને માર્ગે માર્ગે,
કોણ આતમને ઉજાળે ?
કોણ આતમને પસવારે ?
કોણ આતમને પંપાળે ?

## ઇન્તેજાર !

—રશ્મિ ન. અંકલેસરી
વડોદરા



વિરહની વેદનાઓથી હવે તો
પીગળી જાય છે પથ્થર
ચોધાર આંસુઓથીયે કેવો
પીગળી જાય છે પથ્થર !
ઇન્તેજાર કરું ક્યાં સુધી ?
જવાનીયે ચાલી જવાની
મીણ સમું તુજ હૃદય શાને ?
બની જાય છે પથ્થર !

હાજરીમાં સદા તમારી ખીલતો રહે છે આ ચહેરો,
નાજુક શી આપની ચાલથી લજવાઈ જાય છે પથ્થર !
નયન તારાં ટકરાય છે જ્યારે મુજ નયનથી વ્હાલી,
અદાઓથી ભરમાઇને તારી શરમાઇ જાય છે પથ્થર !
કોયલ શા તુજ ટહૂકારને સાંભળવા આતુર છે રશ્મિ
આગમન થતાં આપનું બધેથી ખસી જાય છે પથ્થર !

---*---

## તારું સ્વપ્ન દ્વાર

પરેશ વિશ્વકર્મા
(વડોદરા)

તેં જ આપેલા આંખોના અંધકારમાં
મને તારીજ પ્રતિમા દેખાય છે.
તને જોતાં મારા અંતઃચક્ષુ
આ અલૌકિક દુનિયાને ક્યાં જુએ ?
છતાંય આંખો સામેની અંધકારની દુનિયામાં
વેદના તેમજ હર્ષનો આરોહ અવરોહ તો છેજ !
છતાંય તારી ભક્તિ મારા મનમાં.
સંતોષનું ઓજસ પાથરે છે.
વળી તારી લીલાનો ફક્ત અંધકાર મેળવી.
તેમજ કુદરતને ન જોઇ શકવાનું દુઃખ છે.
છતાંય, મારા માટે સ્વપ્નદ્વાર ઉઘાડાં છે.
જેમાં પ્રવેશી હું તારી મૂર્તિ ઘડયાં કરું છું.

# તપસ્વીને



કાન્તિલાલ ત્રિપાઠી
પંડોળીવાળા

એ હતો મનુષ્ય
સ્વભાવનો સરળ અભ્યાસી.
પ્રખર નીર નિરાળો આત્મન.
શેતાન ને ભાવનાશાળી
અંતર પટ ઓળખતો
પાપીયાં પટને ચીરતો
વિશ્વના સંતાપોને હરતો
પરનાં દુઃખો એ રડતો
તપવન્તો પણ દુઃખીયો માનવ
સંસારીઓના દુઃખનો સાથી
દુઃખીઓનો બસ જીવન પ્રાણ
કર્મે દુઃખો આલેખ્યાં
અંતર વ્યથાઓથી ખૂબ ઘવાયો
હતાં એનાં નયનોમાં તપ ને ગૌરવ
હતાં એ નયનોમાં ક્ષાત્ર તેજ, ઝનન
વિરાટ પ્રભુને નામે, વ્યાપક પ્રકૃતિને નામે
અખીલ વિશ્વને નામે, ત્યજી માયા આ સંસારની
તુચ્છ માન્યાં દેહ નયન
માનવી મનના અહંભાવો વાંચ્યા
વાંચ્યા માનવી મનના સદ્‌ભાવો
જીવનની આશા તૃષ્ણા વાંચી
ને વાંચી માયાવી ચેષ્ટાઓ
અકલ્પી સ્વાર્થદત્તોની ખીકાસો
ને મોહીનીઓના નાગપાસો
પ્રખર પ્રલોભને જીવનાહીણતાં, જીવન મર્મને વિંધતાં
ઘોર અંધકારને ચીરતાં, પરદુઃખે અઢળ દુઃખો માણ્યાં
પરખીતી નજરે નીહાળી
આપવીતી વિતી અનુભવી

ગહન ને ગંભીર થયેલ.
ને દુઃખો દિલમાં દબાવ્યાં
નથી જીવનમાં મોહવશ વિકળ છાયા
નસે નસ ૐકાર ધ્વની દેતી,
એવા આત્મનને ન હતાં વિનાશનાં વ્હેણ
ન હતાં તેને કાળનાં કહેણ
ન હતાં તેને દુનિયાનાં લ્હેણ કે દેણ
એવો હતો એ પરદુઃખભંજન
આત્મ નિરંજન
તપસ્વી નિરંજન.

# તડકો

—પ્રવીણ ન. શાહ (પાદરા)



માનશે કોણ! જે શિયાળો
હતો નજાકતભર્યો,
ગ્રીષ્મે ભળભળ એજ
બાળે છે લાગે તડકો.
નભને જોતાંજ સ્મરણના
વાદળાં છવાઈ જતા
ભિચારો ભરબપોરે કેવો
કરમાય છે તડકો.
અસ્તિત્વની તરફડાટોમાં
જીંદગી ઝૂરતાં
આભનાં ઊણાં અધરેથી ઉલેચાય છે તડકો
એવું તો કશુંજ રહસ્ય ગળી ગયાનો ખ્યાલ નથી
કેમ અતીતની ગુફાઓને ટકરાય છે તડકો !
જીવન છે પ્રકાશ, અંધકાર છે કોણે કહ્યું ?
સળગતી લાશોથીય કદી રેલાય છે તડકો.
તડકો થઇ ભલે અંધકારની સડકો પર દોડું
સંબંધોની તિરાડેથી તરડાય છે તડકો.

## શતાબ્દિ

ઉજવી શતાબ્દિ અમે.
પ્રભુ તું ! દીઠો...
ગાંધી સ્મારક સમિતિ કેરી ફિલ્મનો.
હતી મશગૂલ 'પીક્ચર' બાર
આંકતા તુજ મુદ્રાઓ.
બારે મિત્રશ્રીઓને
મઢવાં મે સોનેરી ફ્રેમે
ખીંજવે છે ઝરપતી નજાકતતા;
સમયની...
ગુલાબ મોગરો ચમેલી .
ભરી બોતલે સુગંધ
સુના રાજઘાટે અગ્નિદેવો નાચ...
ફરતે દિવાલ અમરપાળે મઢી
પડઘાવે લય ઝીલી જમુનાના જળ..
નરસિંહ મહેતો ગોખે ખયાલ
ઠુમરીના આલાપે, વૈષ્ણવજનને...
હરે રામ ! અહીં નમે.
બિરલા મંદિર થકી
પ્રભાતના ફૂલોને ગાંધી
બન્યાનું સદ્ભાગ્ય
ગાંધી વસે અહીં, દિવાલને ગૌરવ
દિવાલ ભીતર નિશ્ચિત ફૂલની
પમરાટ. બધું જ સુરક્ષિત...
આમ જ દેહના મ્હાણ લીધા હોત તો !
તો એ આદર્શો ! ને આ આદર્શો !
તારી શતાબ્દિ ઉજવાઈ ગઈ છે
બાપુ !

કોકિલા દિવાન

## સંધ્યા ઢળે છે

જ્યારે સાંજ પડે છે,
દિવસભરના થાકથી
આમજન નિંદ્રામાં પડે છે ત્યારે
એ ગૃહમાં દિવસ ઊગે છે.
લાગે છે ક્યારેક ચૂંટી કાઢેલા
નાગની ઉપા જેવો ચમકાટ
ઉગતા સૂર્યની ખુશ્બૂ.
વચ્ચે જતું તેજ, કો દેવની
આરતી જેવો ચપલનો ઝણકાર
શોભે નખશીખ આગની ડોલતી
જાણે પાણીની વચ્ચે તરતો દીપ
જાણે ઓપતો ગુલાબનું ફૂલ
મધ્ય ઢળે છે
નોટોની ઝાકઝમ ગણતાં
એ એક સાકીમાં ઊંડી ડૂબી જાય
છે, જ્યારે શરાબીઓ અદૃશ્ય
રાત્રિભરનો કોલાહલ જંપી જાય છે
અને ફરી.. સ્વર્ગના આભાસે
ચોળાયેલી ફૂલ...ચાદર પર
ડંખથી ડૂસકાં ભરે છે
અને છે એકાકી . કદરબૂસ
તિમિરમાં તેજ આવે છે
સવારની લહેરખીથી ઊડી જાય છે
નોટો, ત્યારે પડી રહે છે એ ગોઝાર
એની સંધ્યા ઢળે છે.

—કસ્તુર મા પ્રજાપતિ
"પ્રેમમૂર્તિ"



| કોઈદીન કરમગતિ હોય હીણું હો લાલ;

## નહેરુ વિના



આવી છવ્વીસમી જાનેવારી ન્યારી
વ્હાલા શહિદ વીરોની યાદ લાવી,
વિયોગ એમનો ના સ્હેવાય
નહેરુ વિના આઝાદી કેમ ઉજવાય !
તમે બાળકોના બહુ પ્યારા હતા
દિલડુ આજે બહુ દુઃખાય
નહેરુ વિના આઝાદી કેમ ઉજવાય !

ભારતના ભડવીર વલ્લભ સરદાર હતા
જ્યારે સુભાષ સૈન્યના સરદાર હતા
રોનક અનેરી કયાંથી ભૂલાય
નહેરુ વિના આઝાદી કેમ ઉજવાય !
આજે તોરણ બાંધી સાથિયા પૂરાય
કીર્તિ સ્તંભે દેવો ત્રિરંગો લહેરાય
સૌમ્ય મૂર્તિની યાદ આવી જાય
નહેરુ વિના આઝાદી કેમ ઉજવાય !
ભારતના બાળ આઝ દી ઉજવે રૂડી રીતે
બાપુ, નહેરુ, સુભાષને સરદાર એક રીતે
આંખમાંથી આંસુડા વહી જાય,
નહેરુ વિના આઝાદી કેમ ઉજવાય !

કુમુદ બી. ભાગવત

## આરઝૂ

મારા આરબી અશ્વોની
પાંખો ભાંગી ગઈ છે
હું પળે પળે અસ્તિત્વના
આકારમાંથી મૃત્યુની
કાંચળી ઉતાર્યા કરુ છુ !
મ રી ભૂરી કીકીઓમાં
બધાઈ ગયેલો એક
સુવર્ણમૃગ, મારા પગે
તાળા મારી નાસી
છૂટયો છે, ત્યારે
અત્ર તત્ર કંગોળાતા
યમના ઝેરી ઉચ્છ્વાસ
મને ભીસી રહ્યા છે
અંધારાના ઘોડાપુરમાં
અજવાળાનાં કફન ઓઢી
વહયે જાઉ છુ.....
મારા પડછાયા આથમી જાય
એ પહેલાં
મારી નિશ્ચલ આંખોમાં હજુય
જીવતી રૂપેરી માછલીઓને
કકળાટ
શબ્દોની પોલી ભૂંગળીઓમાં
ઠોંસી રાખવા દયો...!

—જગન્નાથ એસ. સુથાર
ગાંધીનગર

# દૂર ગગનના ચંદા

—ડેવીડ સોખડીઆ
વડોદરા.



રાધા—દૂર ગગનના ચંદા ગોરા
તને હસતો હસતો જોઇ
મારી કાળી અખિયાં રોયે ૨)
દૂર ગગનના ચંદા ગોરા હો...!
નીલજન તમે કેમ રિસાયા,
શાને અબોલા લીધા ?
તમ સૂર વિના મારાં ગીત છે સૂના,
સૂના સૂના મ્હારા મ્હેલ,
મારી કાળી અખિયાં રોયે,
દૂર ગગનના...

રથ પથ ને ઘાટ ઓવારા, મને લાગે સૂના સૂના
શીતલ સમીર મને લાગે ઊના, ઊના લાગે જમૂના નીર,
મારી કાળી અખિયાં રોયે,
દૂર ગગનના...

ઓ... ઓ... ઓ......
કૃષ્ણ—નીલજનની રાધારાણી...(૨)
તને રડતી રડતી જોઇ,
મારું હૈયું પીગળી જાય
નીલજનની રાધારાણી હો...!

કરુણ રૂદન સૂણી તારું, પથ્થર પાણી થાય;
તપસ્વીઓના તપ તૂટે ને વૈકુંઠ હાલી જાય !
મારું હૈયું પીગળી જાય...નીલજનની રાધારાણી હો...!
જરા હસો, જરા હસો તમે, રડતાં વિત્યો પો'ર
પારખું કરવા પ્રેમનું તારા, મેં તો ખાલી કીધા ડોળ !
મારું હૈયું પીગળી જાય...નીલજનની રાધા રાણી હો...!



કોઇદીન કરમગતિ હોય હીણુ હો લાલ;

# કોણ ?

—દલીચંદ શાહ વડોદરા.



કોણ ઉભે છે પડખા પાડી
વિહ્વળ મનને દ્વારે ?
ઇશારાના કુમકુમ વેરી
કોણ હસે છે ત્યારે ?
અંબર ને કેસરની સૂરભિ
કોણ ભરી પડછાયે
અણથંભી મેલાવે દોટો
વનના વનના વાયે ?
કોણ વહે છે મંઝીલેથી મીઠા સ્નેહલ સાદે ?
કોણ ઘડીમાં આવ કહીને ભીંજવે છે ઉર ભાવે ?
કોણ વહે છે વાંસળીઓમાં કોણ સિતારને તારે ?
કોણ વહે છે અનેક રંગે અંતરને એક તારે ?

—— × ——

# ચાંદા સંગે

જોને મને થવું ગમે છે રે થવું ગમે છે,
થવું ગમે છે આભના તારા; ટમટમ ટમકતાં,
કે જઈ ત્યાં રમવું ગમે છે; રમવું ગમે છે,
જ્યાં ગગને ચમકે લાખ સિતારા,
ઝબૂકતા રે અલપઝલપ વિજલડીના ચમકારા,
કે ચાંદા તારી ચંદ્રિકા સંગે જઈ
સંતાકૂકડી રમવી મને...
ઘોર અંધારી પૃથ્વી પરે વેરી,
શુભ્ર તેજે શીતળતા;
એ ચાંદલિયો બેઠો નભમાં ર્‌હણે,
ત્યાં જઈ રમવું ગમે છે મને...
રે કરવી સવારી દૂર દૂરની રે,
જઈ પહોંચવું છે આકાશે ર્‌હણે,
માણની સફર નભગંગાની સ્હેલ.
કે ચાંદા સંગે જઈ રમવું છે મને...

કોકિલા દિવાન
મુંબઇ.

## પહોંચી વળાશે

જગત ને જગતની ઝેરી નજરને,
તમે સાથ હો તો પહોંચી વળાશે,
ભલે બેકદર છે તો એ બેકદરને,
તમે સાથ હો તો પહોંચી વળાશે.
મહેંકતા પ્રણય ને સુંવાળી સુંવા પર,
હજારો ચમનની બહારો નિછાવર,
જીવનમાં કરી ઘર વસી પાનખરને,
તમે સાથ હો તો પહોંચી વળાશે.
જમાનો કહે છે જીવન રાહ તો છે,
દુઃખોથી ભરેલો, ગમોથી બનેલો,
ગમે તેમ હો એ અજાણી સફરને
તમે સાથ હો તો પહોંચી વળાશે
ગજુ શું કોઇનું છોડાવે પછીથી,
પ્રણય તાંતણે દિલ એ બંધાઇ જાયે,
'મરી જાશે જીવન' એવી સૌ ફિકરને,
તમે સાથ હો તો પહોંચી વળાશે.
સુખોમાં અમારું રહે છે જગત પણ
દુઃખોમાં હંમેશાં કરે છે વધારો,
જીવનની બધી આ ફિકરને-કસરને
તમે સાથ હો તો પહોંચી વળાશે.
હૃદય ને હૃદય સાથ આપે તો **મયકશ**
જીવન બેફિકર થૈ રહે સૌ બલાથી
જગે પ્યાર બદનામ છે એ અસરને
તમે સાથ હો તો પહોંચી વળાશે.

'**મયકશ**' ઔરંગાબાદ

## પ્રિયે

પ્રિયે,
તારી યાદોના મડદાંઓને
મારી કાંધે ઊંચકીને,
હવે
હું થાકી ગયો છું
વર્ષાની તે રાતે,
તારા દેહને ભીંજવી દેતા
મારે,
કેટલાય જન્મના પાપનો
એકરાર કરવો પડયો હતો
ને તને દિધેલો કોલ.
: ચાલો, સફરના સાથી
અમારી સાથમાં,
: : ફૂલની જેમ સાચવીશું,
તમને અમારા હાથમાં "
પ્રિયે, ક્ષણ સમુદ્રમાં તું
સાવ અજાણ-બની......
ને, તેથી જ, તારી યાદોના
મડદાંને લઇને
હું, તારી આંખોમાં,
મારા ખોવાયેલા પ્રેમની
હોળી કરવા માગું છું.

**—મહેશ વૈદ્ય**

પાદરા

# સમાધિ



શૈલેન્દ્ર—હર્ષ

વડોદરા

વિમાનને જતાં જોઉં છું ત્યારે,
વિયેટનામ આગમાં
ડુસકાં ભરતું હોય છે,
હિમાલયને સાંભરતાં—
તેનસીંગ મારામાં જીવતો થાય છે,
પણ હિરોશીમાનું ભયાવહ ભૂતાવળ
જ્યારે મારા રોમેરોમમાં પ્રસરેલું રહે છે,
હું દુનિયામાં ખળભળતાં વાતાવરણમાં,
ને દુનિયાનું વાતાવરણ મારામાં હ્યમચે,
કિંતુ.....કિંતુ... ..
પ્રાણાંત આવતાં
મારા પ્રાણ ઉપર
આ બધાની સમાધિ રચાશે!

## બળી બળીને

અંધાર કર્યો છે રોશન સ્વયમ્ બળી બળીને
પરવાના પ્રીત પરખે પાંખે બળી બળીને.
ના જાણુ ભેદ શો છે ઉલ્ફતની અગનનો
કે ભ્રમર કમળ પાસે આવે વળી વળીને.
હું એકલો ક્યાં કહું છું કે મંઝિલ છે કિનારો
નક્કી કર્યું એ લ્હેરોએ સાગર ખૂંદી વળીને.
મ્હેફિલમાં આજ વિશ્વાસ મુકું હુ કેવી રીતે
લૂંટાયો છું કર્મયોગે ભરોસે હળીમળીને.
આ રસ્તા પડી રહ્યા છે રસ્તા થઈ મળીને
પરંતુ માનવ નથી ચાલતો માનવ થઈ મળીને
ચડતી અને પડતીમાં હર્ષ અને શોક શાને
'ઉજાસ' ધરીને સૂરજ અસ્તાય ઢળી ઢળીને.

"ઉજાસ"
(સાણંદ)

## દેખાય છે !

— 'દફન' વિસનગરી
( કાકે.ના )



આપના ચરણો માંહી
મુજને શરણુ દેખાય છે.
હોય કે ના હોય પણ
વાતાવરણુ દેખાય છે.
ચામડીના આ નગરને
દૂર હું ક્યાંથી કરું
શ્વાસને પ્રત્યેક લય
તારું રટણ દેખાય છે
આભલાના ચાંદનો એ ડાઘ લૂંછવા જાય કોણ ?
ડૂબતા દુઃખ સૂર્યમાં પ્રત્યેક જણ દેખાય છે.
આમ તો મારૂં હૃદય વરતાય છે શ્રીફળ સમું—
લાગણી પોચી અને વર્તન કઠણ દેખાય છે.
સ્પષ્ટ હું તારી છબીને તારવી પણ ના શકું ?
ઝાંઝવાના જળ ભણી દિલનું હરણ દેખાય છે.
મીણ જેવા દિલ ઉપર પગલાં પડયાં ઊચ્છવાસનાં
એ નથી તો પણ પ્રણયનું અવતરણ દેખાય છે.
ઝિંદગીની ડાળ પર ઘુંવડ થઈ ઊંઘ્યા કરૂં
એમ ઇચ્છા થાય ત્યાં તારાં ચરણ દેખાય છે.
છોડ ના તું હાથ મારો આટલે લાવી 'દફન'
જ્યાં નજર મારી પડે ત્યાં માત્ર રણ દેખાય છે.

## ચંદ્રિકા

હસમુખ ઠકરાર
'અગન'

ચંદ્રિકા કેવું રૂપેરી નામ છે !
આંખથી છલકી રહ્યાં શું જામ છે
કે તને જોયા પછી બસ થાય છે,
કે ચંદ્રનું અહીંયા હવે શું કામ છે !

# મૌન



હસમુખ ઠકરાર
'અગન'

મૌન ઓગળી ગયું
શબ્દોમાં ઢળી ગયું.
આગ ક્યાંય ના દીઠી!
પણ બધું બળી ગયું.
હોઠ છોને બંધ હો!
દિલ બધું કળી ગયું.
આંખ તરસી જોઈને
લોહી ખળભળી ગયું.
એવું ક્યાં નસીબ કે
શોધ્યું ને જડી ગયું?
દર્દનીજ વાત છે
સ્મિતને ગળી ગયું.

# જગમાં



જેઠાલાલ સી. પુરાણી
વાઘોડિયા

કોઈ કોઈનું નથી આ જગમાં
સ્વાર્થીલાં છે સૌ કો જગમાં

આ દેહ ધરી માનવનો જગમાં
સાચા માનવ બની લો જગમાં

ફરી ફરી નહીં જનમીએ જગમાં
જીવન એવું જીવી લો જગમાં

સુવાસ મૂકી જઈએ સૌ જગમાં
દેહનું સાર્થક કરી લો જગમાં

જગતકર્તાને રટે પુરાણી
સૌ કોઈ માનવ ભજલો જગમાં.



ઉપવનની કેડીએ
ચાલતા બાપુ
ત્યાં તો કોમળ એક
સ્વરે એને રોક્યા
નિરસ ઓ માનવી !
ચાલ્યો ક્યાં જાય ?
આ બાગની વસંત બોલાવે
હસતાં ફૂલડાં ને
ગાતાં બુલબુલ;
તને કોયલના
સ્વર ના રોકે ?
શીળી મીઠી છાંયડી
આંબા ડાળની,
તું તાપ માંહી
કેમ ચાલ્યો જાગે ?

# માનવ કવિ

ગુંજન
બરવાળિયા
(મુંબઈ)

દર્દીલા કંઠથી એ માનવી બોલ્યો.
મારા દેશમાં દાવાનળ લાગ્યો,
બાંધવ બધાં મારા બળતાં અગનમાં
ને હું કેમ બેસું છાંયડે ?
મારા તે બાગમાં આવશે વસંત ને,
ઊડશે આઝાદીના પંખા,
ફૂલડાંની જેમ મારા બાંધવ હસશે,
ને કોયલની જેમ બેન ગાશે ?
જે દિ' આ બંધન બેડીઓ છૂટશે
તે દિ' હૃદય કવિતા ગાશે.

# વીજળી

—જે. એન. વર્મા "પ્યાસા" (વડોદરા)

સારી દુનિયાની ગમ મળી મને દોસ્તો માંગ્યા વગર
પત્ર મારો ફાડી નાખ્યો એણે દોસ્તો વાંચ્યા વગર
ક્રમ છે કુદરતનો કડાકા સાથે જ વીજળી પડે—
એ રીતે મુજ પર પડી વીજળી દોસ્તો ગાજ્યા વગર.

# કંકુડાં.....

—ગંગાશંકર પંડ્યા
(ઊંડેરા)



કંકુડાં કોણ જાય વેરી
આભલિયામાં
કંકુડાં કોણ જાય વેરી ?
શણગારી ઉગમણી ગોરી
આભલિયામાં
કંકુડાં કોણ જાય વેરી ?
કંકુ ને કેસરની ગાર્યો
ગાલાવી, માંહી
મોંઘા ગુલાબ નીર રેડી
પ્રાચીનાં આંગણાં કોણ જાય ચીતરી
ઓકળિયો પાડી અનેરી
આભલિયામાં કંકુડાં કોણ જાય વેરી ?
ઉગમણા આભને ઉંચેરે ટોડલે
તોરણ સુહાવી અનેરી
મખમલ કિનખાબના ચંદરવા બાંધી, કોણ
ઝાલર ઝૂલાવે રૂપેરી
આભલિયામાં કંકુડાં કોણ જાય વેરી ?
ઠાકરને મંદિરીએ ઝાલરિયુ બાજે ને
કૂકડો સંગીત રહે રેલી
જાગી હું જોઉં ત્યારે પ્રાચીના પ્રાંગણાં તો—
ઉરમાં આનંદ તણી હેલી
આભલિયામાં કંકુડાં કોણ જાય વેરી ?
શબરી સજાવી જતી તપસીનાં આંગણાં
તેમ કો સજાવી વહેલી વહેલી
જાતી છૂપાઇ હોય મનડું રે' પૂછતું
કોણ હશે એ અલબેલી
આભલિયામાં કંકુડાં કોણ વેરી જાય ?

# ભવન દીઠું છે —'મસ્તાન' બીલીમોરીઆ



સદાય ગંભીર, સદાય નારાજ
સદા તરસતું આ મન દીઠું છે.

તમારો સંગાથ છૂટી ગયો તે
અમે અમારું પતન દીઠું છે.

ભલેને આબાદ બતાવો નિજને
પરંતુ શમણા આવી કહે છે.

તમારા ઘરના એકાંત ખૂણે
તમારું વિહ્વળ વદન દીઠું છે.

વિદાય તમોને આપી ના આખરી એમાં કરામત હતી ખુદાની
એને પોતાની પોથીમાં માનશો ? કલેજાફાટ અમ રૂદન દીઠું છે.
વેરાનતામાં રાચું છું હા પણ કંટકવાસી ના મને માની લો,
અમે પણ ફૂલોથી ભર્યું ભર્યું અમારા દિલનું ચમન દીઠું છે.
હવે ન આઝાદ ભમે છે જગમાં આવીને લોકો મને કહે છે,
કોઇ પેટીમાં યા તો કબાટમાં ગુંગળાતું મારું કવન દીઠું છે.
તિમિરના અજગર ગળી ધરાને લપેટી રહ્યા જુઓ સિતારા
છતાંય રાહી ગયો મંઝિલ પર જેને અમારું જલન દીઠું છે.
મને અહીંથી તેડી લેવાની ઉપરવાળા ધમાલ કરે છે,
જરા જરામાં વિવિધ રંગમાં બદલાતું મારું કફન દીઠું છે.
સીમાનું બંધન તોડીને 'મસ્તાન' અમે તો ભમતા રહ્યા છે કાયમ
ધરા તો શું અરે ધરાથી ઉપર અમે ચંદ્રનું ભવન દીઠું છે.

# ઇશ્કનો ખેલ — છન્હુલાલ ભટ્ટ 'છન્દ'

ઘુંઘટ મહીં દેખાય છે ચિરાગ જલતો ઇશ્કનો
દિલ બન્યા છે દોરંગી ત્યાં થતો ઇશારો ઇશ્કનો
પાયલ પહેર્યા છે પ્રેમના રણકાર થતો ઇશ્કનો—
આંખો બની છે ગુલાબી ખેલ ખેલાતો ઇશ્કનો.

## હુંય બાંગ પુકારું

**કોકિલા દિવાન**
(મુંબઇ)

ખુદા રે ખુદા ! તુજ સંસાર વાટિકે,
ઝૂમ્યારે ઝૂમ્યા'તા ખીલમીલ ફૂલ,
નીત નવ માળીયું નવપ્રભાતે.
આવતા, જતાં, જતાં આવતાં ! ચમન માંહી !
ને રંગરંગી ફૂલપરી શા શમણાં શી સૌરભે સભર,
ફુલી ફાલી ફોરમ ફેલાતી ફૂલવાડી ફરતે,
ભમતા'તા ભાન ભૂલી ભાત ભાત ભગી,
બે મિયા શા ભ્રમર !
પરાગ પામી મધુરસ દેતી ફૂલને માણી
દિલ ભર લેતી રંગરંગી તીતલિયું
હરા હરા આંગન માંહી, ભમતી'તી ભમતી'તી. ....
માનવ મહેરામણ. ઉમટ્યો'તો, ઉમટ્યો'તો .....
એ ફૂલકેરી સૌરભે, તું શોધી રહ્યો'તો,
શોધી રહ્યો'તો ખુદાતાલાને,
તુજ એ ખુદાતાલાને.....
મંદિર હતા, મસ્જીદ હતી, દેવોને શણગાર હતાં,
ખુદાનેય ફૂલની ચાદર હતી,
ત્હોય ખુદા બોલતો ન હતો ! કદાચ !
મંદિરનાં ઘંટારવને ભજનોના રાગ માંહી.
ન સાંભળી તે, 'ગર થઇ જો દેવ વાણી !
માનું, હશે ! માનવીનો ઘોંઘાટ ઘણેરો,
અવાજ ઘોઘરો, ઘંટારવ તણો,
કે પછી ભજનો કેરા સૂરે લય બેસૂરો !
ને દોડ્યો દોડ્યો દૂર ભાગ્યો તું,
મસ્જિદને કાંગરે ચઢી ઉપર
ઊગતી સવારે ને નમતી સંધ્યે
તાકી તાકી નીલાકાશે, લઇ શ્રદ્ધા, ગળુ ફાડી ફાડી
અલ્લાહો અકબર, અલ્લાહો અકબર,

બાંગ પુકારી રહ્યો, બાંગ પુકારી રહ્યો !
ત્યાં ખોવાયો ખુદ ખુદાના ખીદમતમાં.....
એ સૂરોના સર્જન, કે તુજ દિલ તણાં એ ગૂંજન !
થા તું ! ન કરૂં પુરા તુજ સાદ અધુરા !
કયમ ન પુકારૂં હું એને !
'ગર લૈ જ્યોતિર્મય તેજ, એના,
કહીંથી દોડી આવે મુજ કને ?
એ તાન, સૌના રખવાળ !
જે વાટે ચઢી જાતો મસ્જિદ ટોચે તું !
એજ વાટે ઊતરી, અહીં આવી ચઢે તો !
આવી ચઢે તો !
આવી ચઢે તો...રે ! આ શું ? ભાસે મને !
તું અહીં ? હું તું સૌ મહીં !
આત્મે આત્મ પરમાત્મા ! જન્મે જન્મે પુર્નજન્મ તો !
અહીંજ છે ! ને યુગ યુગથી, નભે નજર નાખતા નર સૌ
કયાં કયાં છે કયેં જાય છે !

## બતાવશો મા

— આર બી. મોદીઆ 'મજબૂર'
રાજકોટ

મરતા હરણને કોઇ કદી કારણ બતાવશો મા
કસ્તુરીજ બની છે એનું મારણ બતાવશો મા
કચડાતું હોય ને કોઇ દિન પુષ્પ પૂછે તો કોઇ–
આંખે ચઢેલું મહેંકતું યૌવન બતાવશો મા.
કોઇ નહીં માને મજબૂર તમને દિવાના કે'શે,
ઝાંઝવાના જળ પીને જીવતા હરણ બતાવશો મા
કહી દઉં છું કટકા સાંધતાય આવડે છે મુજને
કાપીને ફેંકી દીધેલ મારા ચરણ બતાવશો મા.
નહિંતર એ પાગલ તુરતજ ઓઢીને સૂઇ જશે–
મજબૂર કે દિનો ગોતે છે, ખાપણ બતાવશો મા.

## અ—તૃપ્તિ—અતિ !



કોકિલા દિવાન

મુંબઇ

ચઈતરની બપોરે વંટોળ ઊમટ્યો,
વૈશાખના વાયરા વાયા રે... ..
આંબલિયાની ડાળે કોયલડી ટહૂકી,
બોલ્યાં મોર ને કેરિયું લટકી રે...
ચઈતરની...

સોનેરી દાળ ઢોળ્યો સૂરજદેવે, શે'!
કાળઝાળ ધરતી જલતી રે,
સૂના ખેતરિયાં સૂનાં સરવરિયાં,
સૂની સરિતા-સંગે સૂનાં ગગનીયાં રે...
-ચઈતરની...

હિમગાળો ઓગળ્યા હિમાલયે રેલ્યો
જળપ્રલય એના દ્વારે રે,
મૈયા ગંગા—યમૂના અલકનંદા ને સિંધુ
ખળખળ તાંડવ નૃત્યે હિલ્લોળતી રે...
-ચઈતરની...

તપતા તેજ પ્રલયપૂરને પનારે,
પુત્ર પનોતો પોઢે પ્રકૃતિને પારણે રે,
વૈશાખના ડાયરે ઘૂંટાયા કસુંબા તહીં
કૃળિયે ફોર્યો જેઠ અષાઢી ફોરાં રે...
-ચઈતરની...

## થઇ ગયો હતો

—' ઉજાસ ' (સાણંદ)

ભૂલાવવા ગમના દર્દોને મયખાને પરોક્ષ થઇ ગયો હતો
પીને મેં જામ સાકીથી સુરાહીમાં મદહોશ થઇ ગયો હતો
સ્થિતિ એવી હતી મારી મહેફિલે દિલફરોશ થઇ ગયો હતો
' ઉજાસે ' ગાતી હતી ગઝલ સાઝમાં, માલકોશ થઇ ગયો હતો

# પામર



હસીચંદ શાહ
વડોદરા

આશાપંખી જાય ઉડી તો,
આશા સઘળી જાય ઝૂડી તો
વાડી શું વેરાન થશે ?
જીવન સુધા વરસે ના તો,
ફૂલના છોડો તલસે ના તો,
ફૂલ એના ખીલતા રહેશે ?
ફૂલડાં પામર મનડાયે તો
પામર મનડા મોડજ તો
શું અવિચલ શ્રદ્ધા આથમશે ?

## જીવનદીપ

પ્રભો ! અમ જીવનની કેડી પર
બનાવો સૌમ્ય પુષ્પ પરાગ રાહ
નાના નાજુક નમણાં ભૂલકાં તારા
સૂઝ મારગની અમને કાંઇ નથી
રસ્તે અટવાતા, અથડાતાં ભટકતાં
તુજ દ્વારે આવવા ફરતાં માથાં,
પથ વિજન છે ન ભોમિયો કોઇ
તારા ચંદ્રનાયે કંઇ સાથ નથી
જેના પ્રકાશે રસ્તે રોશની થાય
નથી સંસારે મુજ સાથીદાર કોઇ
આવા સમયે હાથ પકડવા મારો
માર્ગ અંધકારનો પ્રજ્વલિત કરવાં
આશા-નિરાશામાં કરું યાદ તુજને
પ્રભુ જીવનદીપ બની આવો જીવને,
શાને તડપાવો સપના બનીને
અરવિંદ, બાજે માર્ગ શોધે ક્યાં ?

—અરવિંદ પટેલ વડોદરા.

## જય બાંગલા

ગૂંજે નાદ એક સર્વ જય બાંગલ ;
કરી પડકાર ઝંખે જનો ભૂમિ બંગલા.
સૈન્ય નિજ બળે જ્યાં કરે કેર કાળો
મિટાવી માનવતા ઉડાડે રક્ત છોળો
કિંતુ ઝુકાવે નહી શીશ મુક્તિ દળો
માતૃભૂમિ કાજ જાગ્યાં સર્વ બળો,
ઝૂમે નરનારી જ્યાં સ્વતંત્રતા કાજ
શબ્દ એક ગૂંજે જય બાંગલા આજ
જંપીશું ત્યારે થાશે બંગલા આઝાદ
નહિ તો રેલાવી રક્ત થાશું બરબાદ
રક્ત પિપાસુ તણી છીપાવતાં તૃષા
રાખે બંગજનો આશ પ્રગટશે ઉષા,

—ફ્રેડ્રિક બી. ક્રિશ્ચિયન
દાસિંદ્રા

# ફિદા થયો !

—રશ્મિ ન. અકલેસરી, વડોદરા



નથી ખબર વ્હાલી મને
ઉભરાય છે હેત શાને તુજ પર,
રોજના આપણા મિલન ટાણે
ફિદા થઇ જાઉં છું તુજ પર,
કદી સહન કરી શકતો નથી
પલભરનો યે વિરહ તારો;
પાગલ શો પડયો રહી ઘડીભર
ગુસ્સે થઇ જાઉં છું તુજ પર

નિરખ્યા કરું તુજ ચ્હેરાને ફિદા થાઉં હરેક ચાલ પર,
ભલેને સારી આલમ ઇર્ષા કરે ખુશ થઇ જાઉં છું તુજ પર.
એકાંતમાં બેસી રહું ઘડીભર તુજને લઇ હાથમાં,
તુજ દિલ મહીં મુજ દિલ જોતાં ખુશ થઇ જાઉં છું તુજ પર.
તારી હરેક અદાઓ પર પાગલ બની ફરતો રહું છું,
રૂઠેલી શાને રહે આરસી ! જો ફિદા થયો રશ્મિ તુજ પર.

# સ્મરી લેને

આ દેહ મળ્યો માનવનો, ફરી ફરી નહિ મળવાનો,
જીવન તારું ઘડી લે ભાઇ સાચા રાહે જીવી લેને.
માયા મમતા આશા તૃષ્ણા, દામનું છે દુઃખ સહુને.
સત્ય અને દયાના પંથે તું પગલાં તારા પાડી લેને.
અન્ય કોઇને ઇર્ષા આવે, ચારિત્ર્ય એવું તારું ઘડને
કામ ન આવે બીજો વૈભવ, સાચું સુખ તું શોધી લેને,
સંતોનું શરણું સ્વીકારી, સાર્થક બનવા તું મથી લેને
જે ઇશ્વરે જન્મ દીધો છે તેને રાતદિન તું સ્મરી લેને.

—જેઠાલાલ સી. પુરાણી

# અભિસારિકા

—કોકિલા દિવાન
[illegible]

સળવળ્યો યૌવન સંચાર રંગ ધીમે,
જોતી નન્નકત નમણી માસૂમ કલી:
અધખીડી ઉઘડતી ફૂલકલી,
બહારે વસંતી સૂરીલી સૂરીલી!...
બાગે બાગે ગુનગુન ગુંજારવ,
ભ્રમરની મદભર કેલી;
સુની આહ્‌વાહન હૈ બેઠી ઘેલી.
ઝૂમઝૂમ ઝૂમતી લ્હેસતી, મદમાતી
માની મધુર મુખડે મીતભાષી ને હાસી!-
સજી શૃંગાર લઈ અંગડાઈ,
જોતી વાટ ઊભી અંગનાઈ,
છે ઇંતેજારે અધીરતા પળપળની આતુરતા !
ના દર્શન ! ના સાંત્વના!
રે ! જપે સતત અંગઉપાંગ,
શંકિત મન ! કંપિત હૃદય,
હાય ! એ બિજોગ, પ્રિયતમ દૂરસુદૂર !
ખાડક્યાએ રહી ડોકાતી આશા,
વહી ચાલી સાંજ;
ભૂલી પડી ભાવના આજ,
વહેતા યામ ને વહી ગઈ નિશા;
ઘાયલ મન ને થાકેલ પાયલ,
રાતભર વિયોગ, ઘેરાયા વાદળ,
ને સુકાયા નયને સુકોમળ જળ !
રે ! કંઈક આહટ !
અધખીડી આંખ જોયું...

પીઠા કાટ્યું નભમંડળે ?
એ પ્રેમીના આગમન મુજ કાજે

ના !

એ આશા છે ઠગારી

કે રાતભર પ્રેમના દાન અન્ય કાજે,
રાહી કારે ઊભો આજ માટે

ના ! ના ! ના !
અછૂત એ પ્રેમની ન પરવા મને,

ન ખપે મને એ.....
ન ખપે મને એ, મુખ ફેરવી અંધ કર્યાં,

ઝટાક કરી ઝટક દિશના, ને જલી ગઈ,
પાવક જ્યોતિ પ્રેમની. બૂઝાઈ ગઈ,
વહી જતી અશ્રુધારા થંભી ગઈ.
અવગણના પ્રેમની ? મુઝાઈ ગઈ.

અધખીલી માસૂમ કલી. મુરઝાઈ ગઈ ...
સરતું ગયું સપનું ને હું ય ચોંકી ગઈ

હું ય ભાન ભૂલી ઉઠી જરી.
રે ! આ તો ખડી અહીં, યુગોના પ્રતીક શી,
કોનારકની પ્રાણ ધબકતી અભિસારિકા.

છોળો ઉછાળી પછડાતા વમળો મોજાનાં ને,
અથડાઈ, પછડાઈ ઘૂઘવાટ કરતાં
એ ઉપસાગરને કાંઠે ખડું વર્ષો જૂનું,

અરુણરથીનું-પ્રકાશના તેજ ઝીલતું.
દિન-રાત્રિની પળોને ઘડીઓને ઉકેલતું,

શિલ્પીની અંગુલિએ પ્રાણ પૂરી કંડારેલું,
માનવ જીવનના પ્રસંગો સાકાર કરતું,

ઓરિસ્સાના જીવનના ધબકાર સમું,

યુગ યુગની ઊર્મિઓ ઝીલતું—

સૂર્યમંદિર જેવું......
કે ભાવમય મુદ્રાઓમાં ઘનઘન ઘનઘન

નૃત્યાંગના ! ગાતી રહી ગાથા,
પ્રેમ વિરહ, બલિદાન ને અદમ્ય વેદનાની,
કે સ્વપ્નામાં બોલતી અભિસારિકા નિરખતાં,
હું ય અટવાઈ કે ખોવાઈ ગઈ હતી...

+ + +

## વરસ મન દઈ

—કોકિલા દિવાન

તું વરસ્યો નહી.
મેહુલા મન દઈ વરસ્યો નહી.
બુંદ બુંદ ઝરતી, ટપકતી ટીપે ટીપે ધાર,
કે મેહુલા તું મન મૂકીને આવ;
પ્યાસી છે ધરતી.
શુષ્ક તરાડ ધરાની કાયે,
અકાળ વૃધ્ધત્વ કેરી કરચલી,
તારી પરી બુંદ, પ્યાસી પ્યાસી ગર્ક કરી હડપે,
અતિ આનંદ તને રમતાં સૂર્ય સંગે સંતાકૂકડી,
પણ રે ધરા !
લખ્યા વિધિએ લલાટે, જીરવ્યા તાપ એના !
પડી અંગે તરાડો પહોળી પહોળી અધિક માત્રે,
તુજ ઝીલવી ધાર, ભીતર ચકી—
પણ તું અલપ ઝલપ.
રે ! મેહુલા ચઢ રમણે,
ઉડાવી લે રૂસણું કરી મ્હેર,
કર ખાંડા વાદળ, ને મૂક વ્હેતા.
એક વાર વહી લે, બની હળવો ફૂલ !
ને પછી જોતો ખરો !
આ પૃથ્વીની તૃપ્તિ,
ને સર્વત્ર હરિયાળી !

x—x

# અવસર

પૂર્ણિમાની ઉજ્જવળ રાત,
કરતી મારે ચાંદલિયા વાત,
આવશે પિયુ પ્રથમ મેળાપ,
છે રજનિ મધુર માણવા
રે સંવાદ...
વિહરતો ભાળી ગગને તુંને
કળા ખીલી સોહે મુજ વદને
કરતી ચાંદની તુજ, ઘેલી મને
કહે ! કરું લ્હાણી શી મુજ
પિયુને?...
ફૂલ્યું ફાલ્યું છે યૌવન,
વણ ખોલ્યું છે મુજ અંતર,
શર્મીલા રે ચકોર નયન,
કંપિત ઓષ્ઠ મારે વદન ..
કરવી છાની છપની વાત,
થાતી ધડકન અજની રાત,
મન મૂંઝે ત્યાં વાણી શાંત,
શું થાશે દેખી મારા રાત ?
શશિવર જાને તું છૂપાઈ,
અવસર જાવું પિયુ હૃદયે લપાઈ,
ખોલી અંતર માંડી સગાઈ,
હૈયું કરવાની તને મનાઈ...

— કોકિલા દિવાન
મુંબઈ

# કવિ વ્યથા

ખીલ્યું પોયણું પ્રણયનું
અપાર સમારે !
તેં મહેંક મહેંક ભરી
'કેકારવે'
જોડી જીવન સરગમ.
થાતાં રસિલાં છન્દ
દેવાં
મેળવી તાદાત્મ્ય,
થયાં એકરૂપ
શોભના ને કલાપી
સમાવી શોભના
કેકારવે ?
કે પછી—સમાયો
કલાપી કેકારવે ? ! !
વહે નાદ એકધારાં,
શુચિતા ભર્યા પ્રેમનાં;
વહે મૂક વાણી
અગમ્ય દિલ તેમનાં
ભરી છે 'પ્રેમકવિતાએ'
કવિ વ્યથા,
થાતાં રસમય દિલ
પ્રગટી 'કેકારવ કથા'

—ફ્રેડ્રિક બી ક્રિશ્ચિયન
( કોસિંદ્રા )

## મુંઝવણ — પી. કે. પટેલ 'હાણીસાકર'

બાલા વરસ છે કારમું પૂરું શેં જીવાશે ?
વંતર્ષ નથી ઝાઝી દિવાળી જિંદગી કેમ જાશે ?
કારમી મોંઘવારીમાં પેટ શી રીતે ભરાશે ?
   હવે જીવન મંથનથી રોજ હું ઘણો ગભરાઉં છું,
   ઝાઝા સંતાનના ભારથી ઘણો અકળાઉં છું,
   નોકરીના સંગજાળે પ્રતિદિન મુંઝાતો જાઉં છું,
આળ વેચ્યાં છે માગ બધાંયે ભૂખના બજારમાં,
ને બાજુયે વેચવું છે મારે નજીવા ભાવમાં,
નિરૂપાયે જીવન મારું ડૂબી જશે મઝધારમાં,
   આશા-અરમાન બધાંય અંતરે દફનાઈ ગયાં છે,
   ને ગરીબો અમીરોથી કેવા લૂંટાઈ ગયાં છે,
   મેવાનાં અભાવે દેહ અમારા ચૂંથાઈ રહ્યાં છે.
ફાટ્યું હોય આભ ત્યાં થીંગડું કેમ કરીને દેવું ?
જીવન જલતું રહે બધે તો કહો ક્યાં જઈને રેવું ?
ઝેર પીવા માટે ગરથ નથી ગાંઠે, કોને કહેવું ?
   ગહન છે તારી માયા ભગવાન કયાં સમજાય છે !
   માગીને તું જીવાડે એજ તો તારો ન્યાય છે !
   હે પ્રભુ તું સદાય વિશ્વમાં તેથીજ પૂજાય છે.

## ઇન્સાન — અશોક ઇનામદાર 'આનંદ'

એક તરફ છે હિંદુ, બીજી તરફ મુસલમાન,
બેઉના હાથમાં છે યુદ્ધ તણો સામાન,
      'આનંદ' એક રીતે જોતાં બેઉ છે ઇન્સાન–
સમજાવું કોને ? ને કોને ગણું નાદાન ?

# ચહેરો



ક્રિશ્ચિયન ફ્રેડ્રિક બી.
(કાસિંદ્રા)

નથી ખબર એ અજબ દુનિયા મોડી
શોધી રહ્યો મુજ ચહેરો છૂપાયો જોડી.

કદી નભમંડળે દૂર દૃષ્ટિ હું ફેંકી
જોઉં ધવલ ચાંદની તણો ચંદ્ર દેખી.

વળી નજરો સાથે હું નજરો મિલાવી
ભાળું અતલ ઊંડાણે સ્પંદનો જગાવી.

છતાં સ્વપ્નમાં કો કાલ આવી મળે ચે'રો
લુપ્ત થાયે વિપળ એક દર્પણે ભર્યો.

શોધું ધરા ગગનાંગણે ને સિંધુમાં હું,
અટવાયો ? તિમિરે દિપક લૈ શોધું શું ?

## લાવું છું

—ઇન્દુલાલ ભટ્ટ "ઇન્દ"

તસ્વીર નિહાળી તરૂણીની મસ્તીથી મોજ માણું છું
શાન નથી જલતા જીગરને દર્દમાં આગને તાણું છું.
માયાવી મોહના આવેગમાં દિવાનો બની ફરૂં છું,
ખ્યાલ નથી નાયકને કંટક વેરાન પંથે વેરૂં છું,
માશૂકા મિલનની તમન્નાએ વિરહની વેદના સહું છું
ના ખબર દિલના દિલાવરને આત્મજનને દઝાડું છું.
ઇશ્કના ઇશારે ઊભો રહી પ્રેમ પંક્તિઓ રચું છું
સહારા વિના શું કરૂં ? ઝાંઝવાના જળ નિહાળું છું.
ઝુલવા થકી દિલ સિતાર છેડી શુલાણી વદન ચાહું છું
ઇન્દ કહે ખામોશ અંજામ કરુણતાનો લાવું છું.

## પરબ્રહ્મ

સમી સંધ્યે ઘર ગોખે,
લીલુડા પામવૃક્ષી રંગ વચાળે,
ડોકાતું કિરણુ એક સૂરજનું
ને કિરણુ એ ઓલા શરદ પૂનમની રાતલડીએ...
રજની ગંધે તારલિયું ઢબૂડતા નિંદર પારણીયે,
તઈ માંઈ ભેટી ગ્યા એક સાંઇ મને........!
બેસેલ પણે નિજ સાંઇ પાસ,
બોલ્યા હિમાલયે ઇન્દ્રધનુ કોરે,
પાનખર સરૂવૃક્ષે થીજેલ વ્હેળે
રગરગમાં ગૂંજતી ગંગા......મૈયા !
તુજ ગૂંજતી ગંગે સરતી નાવલડી.
ઋણ જનમ જનમના લઇ તરતી,
વિહરતી સૃષ્ટિ તુજ નયન મહીં...
મુજ જનમ પછી તે જનમ જનમની જ્યોતો,
મૈયા વહી જાઓ, જમુને વહી જાઓ...
ઓ પાર લકડિયા ઘર કરતી દિવાલ તિરાડે,
રગરગની ઉષ્માના ધડકંતા તેજે
દૂર કાંઠે, પીપળ ઝાડ ક્ષિતિજે
વીણતી ટહૂકા વાંસ વને,
એ વાંસલડીના કાણે કાણે,
કોતરાયેલ ઇતિહાસને પાને પાને
છોડી સરગમ જનમજનમ ને મૃત્યુની.
આતમ જ્યોતને વળેલ મોગરે,
ગૂંથી નાખો મૈયા !
કંઇક જનમની શક્તિઓને,
મુજ કંઇક જનમની ભક્તિઓને...
ઓલા પૂર્વજનમના રહી ગયેલા કોરે પાને,
ચિતરી દયો મૈયા,
સફર પૂરી કરી છે હાંવા.

કોકિલા દિવાન
(મુંબઈ)

## ચમકી નથી શકતા —"મયકશ" ઓરંગાબાદ

પડી છે ટેવ કે પીધા વગર જીવી નથી શકતા,
 નથી એવું અમારે કે નજરથી પી નથી શકતા.
પ્રણયની સેજ પર દિલને પોઢાડયા બાદ સમજાયું,
 ફૂલો ખૂચે છે તેવા કંટકો ખૂચી નથી શકતા.
પ્રણયનો રાહ ખૂદ લઈ જાય છે મંઝીલ ભણી અમને,
 તમે રોકી નથી શકતા, અમે અટકી નથી શકતા.
કિસીનાં તેજ લઈ જીવન નથી ચમકાવવું, કારણ
 તિમિરમાં કાચના ટુકડા કદી ચમકી નથી શકતા.
કહે છે આંસુ આ તારાં નથી જોયાં દુઃખો તેં કે,
 અધૂરા હોય તે છલકે, ભર્યા છલકી નથી શકતા.
નઠારા તો નઠારા રે'છે સજ્જનનાય સંગે પણ,
 ફૂલોની ગોદમાં રહી કંટકો મ્હેંકી નથી શકતા.
જીવનના હાલ પરથી મૂલ્ય દિલનું આંકનારાઓ,
 તમે દેખી શકો છો પણ કશું સમજી નથી શકતા.
દિશા-સૂચન જ્યાં આતમ-ધ્રુવ કરતો હોય ત્યાં 'મયકશ'
 હૃદયના કાફલા ભટકે છતાં અટકી નથી શકતા

## ઇચ્છા

શરદ ઠક્કર

અંશ નથી સફળતાનો છતાંય હું તો ઇચ્છું છું.
સ્વર્ગે જવાય તો ઠીક નરકે જવા તો ઇચ્છું છું.
પ્રભુ મળે તો ઠીક આત્મા મેળવવા ઇચ્છું છું.
નીલમ મળે તો ઓર માણેક મેળવવા ઇચ્છું છું.
આભ ઇચ્છે ચૂમવા ધરાને, ઢળી ચૂમવા ઇચ્છું છું.
કીર્તિ ન મળે રંજ નથી, બલિદાન આપવા ઇચ્છું છું.
ન્યાય અદાલતે નથી, રંજ નથી પ્રશ્ન પૂછવા ઇચ્છું છું.
કોણે ઠોકયો ખીલો પ્રથમ ઇસુની છાતીમાં, જવાબ ઇચ્છું છું.

## કાર્યમગ્ન

આ કરું ને તે કરું હું
કરી કરી સૌ ઝૂમી રહ્યા.
કંઈક ને કંઈક કાર્યમગ્ન
એવા તો મગન કે લાગી લગન,
છોડી ન છૂટે કેમે કરી...
હુંય અટવાતો પામર સંસારે આ,
સારું ને અઠારું સાચું ને ખોટું
કામનું નકામનું કર્યે જ રાખ્યું...
દોડયેજ રાખ્યું...
હજી નથી થાકયા, હાથ ને પગ
દિલ દિમાગ, અંગ ઉપાંગ
સૌ હજી સાબૂત છે ને કંઈક કર્યે રાખ્યું છે
નથી ફુરસદ ઘડીની નથી આરામ પળનો,
એકમાંથી બીજું, બીજામાંથી અનેક
છું અટવાયો...
લાગી લંગાર એક પછી એક કાર્યની
ન ઊગ્યું જોઈ શકયો ન પાલવ એનો છોડી શકું-
બસ ઊંધું માથું
હું ને કામ મારું
પણ હવે લાગે છે અળખામણું...
મોહ હજી બાકી છે, લગન એટલીજ છે
ધગશ એથીય વધુ,
પણ હું છું થાકયો હવે
અંગ અકડાયા ખૂટયું તેલ
છે નિર્બળ બન્યું શરીર પણ મન હજી તેજ છે..
વિચાર આવે છે ઘોડાપૂર દોડે છે
પણ કંઈક અકળામણ લાગે છે..
આ કંઈક ને કંઈક કરીજ રહ્યો છું
ને એવું કંઈક શીખવી દીધું મેં
આવતી ને ઊગતી નવી પેઢીને..

કોકિલા દિવાન (મુંબઈ)

હવે તો હું ને અમે અંગાય—
સાથે મળી......?
પણ માંડું આજ સરવાળો કંઈક કર્યં રાખ્યાનો...
હોય સમય જાતે વહી 'ગર ન કરતે આ કંઈક !
તો શાની હતી આ દોર !
શું મેળવવું'તું, શું મળી ગયું ?
શું રહી ગયું વળી ?
આત્માની પિછાન ! પરમાત્માની ખોજ ?
માનવની ઓળખ ? કે માનવતાની કદર !
પણ હવે વરતાય છે થાકોટો ..
વિચારતાય ....!
સૌ સૌને રસ્તે દોડે છે, મારી જેમરનો !
કંઈકને કંઈક કરે છે.
પણ હું વળી મૂરખ આજે અહીં
કંઈક નથી કર્યાનો અફસોસ કરતો બેઠો છું.

—કોકિલા દિવાન

## પ્રભુ કૃપા

ક્યાંથી રે પડી મારા માથે
ઉપાધિનો કાંઈ પાર નથી
વિચારોમાંય મતભેદ હોય
ક્યાંથી સુમેળ એમાંય હોય ?
વિરોધ નથી એમાં મારો
જીવનનો સાર હોય સારો
અભાવ છે પરસ્પર પ્રેમનો
તો જીવનમાં મઝા ક્યાંથી હોય ?
પુરી કૃપા પ્રભુનીય હોય
જીવન એનું નિરાળું હોય
જીવનનો સ્વાદ લેવો હોય
રટન એનું કરવાનું હોય !

—જેઠાલાલ સી. પુરાણી

## બે લઘુ કાવ્ય

નાચે મોરલા ?
તો ? ગાજે ક્ષિતિજ
અને
ધરતી ફાટે ? તો
પડે વીજ.

—x—

આ જીવન છે !
એક ઝંઝટ છે ! હા !
એય કુદરતનો ખેલ છે !
અને તેમાંથી
કોઈ ઊંચા આવતા નથી ?
તે પણ સાચું જ છે.

—અરવિંદ મુદગલ
(વડોદરા)

# કોણ હશે ?



કોઇ ડોકિયું કરીને
જુએ છે મારા સામું
નીચે નમી લળી લળીને
કોણ હશે એ જોનારૂ !

ચહેરો સાવ અજાણ્યો છે
જે કલ્પનામાંયે ના આવે
ભૂલી પડેલી નજર કોઇની
શોધી રહી છે કોઇને ?

નજીક જઇ જોવા વિચારું
ત્યાં તો દિલ જીતવા મારું
નજીક આવી એ અજાણી
ઉચ્ચારતી મીઠી વાણી

કહેવા લાગી કંઇક શાણી
ના સમજ્યો એની વાણી
ચાલી ગઇ એ દિલ પિછાણી
હોય કોનો ? કોણ જોનારૂં !
કોઇ જુએ છે મારા સામુ !

—જેઠાલાલ સી પુરાણી
( વાઘોડિયા )

# શમણું



એક સુંદર શમણું
આવી ગયું,
મુજ મનડું નચવી ગયું !
પહોંચ્યો જવાયું દોડતાં દોડતાં

નંદનવનની વનરાજીમાં !
ખીલેલાં ફૂલડાં સુંદર સુંદર
મુજ હૈયાંને હસાવી હસતાં !

હરિત તૃણના ગાલીચા પર રે,
નાનાં ફૂલડાં હસતાં બેઠેલાં !
મોતી સમાં ઝાકળ બિંદુડાં

હીંચતાં બેસી ફૂલ પાખડીએ !
વેલ-હીંચોળે હીંચતા ફૂલડાં
સાદ કરી મને બોલાવતા'તાં

ફુલડું બનાવી મને હીંચોર્યું !
અગમ્ય હર્ષ તો હીંચતો રહ્યો !
એક સુંદર સમણું આવી ગયું.

—લાલશંકર પુરાણી
'મિહિર' ( વેજલપુર )

# એબ્સર્ડ હૈયાવરાળ

—વિજય ગઢવી 'કલ્પનાથી'
( કપડવંજ )

નીરવનો કલશોર, એકાંતનો બળાપો
શબ્દોની ધક્કમધક્કી – વિચારોની ભીડભાડ,
કલ્પનાઓની નાશભાગ.

બેશર્મ મૌનની ઉર્ધ્વતા –
આંખોની શરમ, અંતરનો ક્ષોભ, શ્વસની બેફામ ઝડપ
મિલનની ખુશી – વિરહની ગ્લાની
માનસની ઉદ્વિગ્નતા, તલસ્પર્શી સ્નેહના લાગણીવેડા
આંખોનું ભીંજાવું, ઉદાસીનું ધુમ્મસ છવાઇ જવું અને
તેમાંથી એક ધૂંધળા આકૃતિનું સસ્મિત ઉપસવુ !
અને અંતરની વેદનાનું આભાસ મરડી ઊભુ થવું;
વળી પાછી વિચારોની રેલમછેલ, કલ્પનાઓનું કચુંબર—
શબ્દોની શૂન્યતાનું ઓપરેશન – તેમાથી પ્રસવતી કવિતા !!!!
વળી પાછી રાબેતા મુજબની એજ વ્યવહારિતા
શું એજ મ્હારું જીવન ? આ બધું અનુભવીને મ્હને
એમ લાગે છે કે હું પણ પાગલો, નેરુદા કે આદિલ મન્સૂરી
થઈ જાઉ અને સિગારની ધૂમ્ર શીખાઓમાંથી નીકળતી
કલ્પનાઓના વમળોમાં અટવાઇ જાઉં ? ! ? ! ?
પણ ! ના, પેલો ' સિગારેટ પીવાથી કેન્સર થાય "
એ પીઢ અને બુઝુર્ગ
સિધ્ધાંત મ્હને રોકે છે અને વળી શાંત થઇ હું વિચારું છું—
શું આ હૈયા વરાળ જ મ્હારી જિંદગી ? ? ? ? ? ? ?

## બે મુક્તક

પરસ્તુત પ્રહારો બહુ કર્યા
ઝખ્મો હવે ઝીરવાતા નથી,
આંસુની આશ રાખી ઊભો
નયન પણ ભીંજાતા નથી.

મસ્તી ભરી છે આંખો
રંગ ભરી છે રાતો
ગગને ઊડે છે ગુલાલ
ત્યાં લતાની પંડ છે લાતો

ઇન્દુલાલ ભટ્ટ " ઇન્દુ " ( ભાવનગર )

# જાય છે

—કુમુદ બી. ભાગવત
(મુંબઇ)



વાતોમાં વખત કાં બગાડો
વખત વહી જાય છે.
પછી કરીશ હમણાં નહિ
એમાં કામ રહી જાય છે.
જન્મ પછી બાળપણ, હાથે
તાલી આપી જાય છે.
પલક આવી જાય જવાની
તે પણ ચાલી જાય છે.

જવાનીમાં મસ્ત બનતાં બુઢાપો આવી જાય છે
દુઃખતણા ડુંગરોની એ હારમાળા બની જાય છે.
બુઢાપાએ ઘેરાયેલો માનવી હતાશ બની જાય છે
આયુષ્ય ઘટતાં તેનું, યમદેવ પણ આવી જાય છે.
મોહમાયામાં રહી માનવી બધુંયે ભૂલી જાય છે
ફરજ બજાવવાની સંસારમાં, કંઇક રહી જાય છે.
માનવી સંસાર સાગરમાં ઊંડે અટવાઇ જાય છે
ન કરવાનું થાય છે, કરવાનું બાકી રહી જાય છે.
સગાં સબંધી સુખમાં સહુ સાથી બની જાય છે,
દુઃખ માંહે તો આપણને સહુ છોડી જાય છે.
સંકટ માંહે શ્યામ સંભારે માયા વિસરી જાય છે,
માયામાં લપેટાઇ માનવી ભગવાનને ભૂલી જાય છે.
માનવી મથે ઘણું પણ ભગવાને ધાર્યું થાય છે,
કુમુદ કહે ભજીલે ભગવાન જીવન વહ્યું જાય છે.

———— x ————

આગામી પ્રકાશન 'તમન્ના' માટે કૃતિઓ મોકલી આપો.
વિગત જાણવા જવાબી કવર મોકલો.



# વતનથી દૂર

કુ. જશુમતી. શા. વઘાણી
રાજકોટ

જીવનમાં થનગનાટ હતો, મસ્તી હતી.
તરંગો સમ ભરપૂર મજા હતી, પરંતુ !
કોને ખબર એ મજા વતનની સજા હતી

માંગી હતી કંઈક દુઆઓ,
મળ્યાં હતાં પ્રેરક વીરતણા સંદેશાઓ
ઉતારી અમ હૃદયમાં ખમીરતા, બલિદાનો,
ગયા અમે જ્યોત જલાવી,
સમજી એક ઉત્તમ કામ.
મળ્યાં હતાં લાખો નહિ કરોડો રાહબરો.
અમ સ્નેહતણા જીવનમાં, ન મળ્યાં
કોઈ અમ પ્રિયજન શહીદતણા ગુલશનમાં.
ખુશી છીએ ! તમોને યાદ કરી,
ચાહના, અરમાનો આકાંક્ષાઓ ને !
અભિમાન છે.
ચંદા બની ચાલ્યા ગયા નભાગથી દૂર.
અશ્રુભીના કરી પ્રિયજનોને,
શીખવી શહીદીની તમે અમ દેશજનોને,
નથી ગયા તમે દૂર,
તમે માનો, પાસે છતાં દૂર વતનથી દૂર !

# હે ત્રિપુરારિ

હે ત્રિપુરારિ
આપનું ત્રીજુ નેત્ર
જ્યારે ખૂલે છે ત્યારે
પ્રલય થાય છે,
તાંડવ મચી જાય છે
તો એ ત્રીજું નેત્ર મ્હને
એ રીતે દાન કરી દો
કે જયારે જયારે ખોલું
ત્યારે ત્યારે
સૃષ્ટિમાંથી અસત્ય
વિનાશ પામે.
પાપ–સંકટો દૂર થઇ જાય,
દરિદ્રતા વિલોપાઈ જાય
ને પુણ્ય–કૃપા પ્રકાશતી રહે !

–એચ. એમ. દલાલ
" શૈલેન્દ્ર–હર્ષ "

# મા

[ વિરહ કાવ્ય ]

મથું હું તારી ઝાંખી
નાગ વિયોગે આંસુ સારી
અહોરાત્ર નિસાસા નાખી
રોમ રોમ તારી લગની
જલે દેહ આ અગ્નિ,
જીવન શુષ્ક સુસવાટે
પરિતાપ જાણે વૈશાખી,
ઝંખુ તુંજ ગોદ હુંફાળી
ચાહું તુંજ ગોદ મમતાળી,
વિતી ગઈ સારી જિંદગી
મા તું એક જ ઝાંખી,
ચમકું તિરસ્કારતા માને
હર્ષું બિરદાવતા માને
તુંજ હું અમોલ બક્ષીસ
રડું હું તુમુલ ત્રાસી.

–ચીમનલાલ મહેતા

# ' બલિ '

–અતિથિ (કરોડિયા)

બલિ, તું ખરેખર બલિ પૃથ્વીનું
તુંજ બલિથી સંતુષ્ટતા દેવ !
અરે એ દેવ અને માનવ !
શા ઘેલાં બન્યાં છે, તુંજ બલિથી,
પરંતુ તુંજ આત્મા પવિત્ર,
બલિ બની બનાવે અપવિત્ર અમને
ન શોભે અમને, દેવને, હે બલિ !

## સહકારી ક્ષેત્રે

પ્રવીણ ન. શાહ (પાદરા)

સહકારી ક્ષેત્રે છું જાણે કે કુરુક્ષેત્રમાં છું.
સળગું છું જીવતો, શીવજીના ત્રીજા નેત્રમાં છું,
મજબૂરીની મેનકાએ ચળાવ્યો–વિશ્વામિત્ર છું,
રાજકારણીઓ તમારી સેવાના ક્ષેત્રમાં છું.
મને શું મીટાવી શકશો ? અત્ર–તત્ર સર્વત્ર છું.
ઓ ગરીબો ખુશ થાવ, ગરીબી હઠાવવનું સૂત્ર છું.
થઈ છે પ્રગતિ છતાં નથી સમજાતું એક માત્ર
સહકારી કારકુનનું સદા ખાલી કેમ છે પાત્ર ?
વખાણ્યો છે સૌએ સદા, કહી સમાજવાદી મિત્ર
ભાષણો માંહે બનાવ્યો છે શ્વેત ક્રાંતિનો સ્રોત
સહકારી દાવપેચમાંયે રેખા જીવન ચિત્રની
તમારા હાથમાંજ હોવા છતાંયે, હું જ વિસ્મૃત છું.
ફળની અપેક્ષા વિના કાર્ય કરું, ગીતાનું સૂત્ર છું.
સહકારી સપ્તાહે ગૌણ છે કે હું નિસ્તેજ ગાત્ર છું.
નથી ખાનગી કે સરકારીમાં, કેંક અમર્યાદિત છું
લટકું છું–એની વચ્ચે બહાર, ત્રિશંકુના પાત્રે છું.

## કોયલડી

લાલશંકર મ પુરાણી 'મિહિર' (વેજલપુર)

આવને આવ ઓ કાળી કોયલડી,
આવીને બેસ મારા બાગના આંબે,
ટીંગાડી કેરી—કટોરીઓ વસંતે !
રંગ કટોરીઓને લીલા રે રંગથી !
તેમાં તું આવીને રેડ મીઠડાં રસરે !
રસ પીશું ને કરીશું મીઠડાં કંઠરે !
થશે મીઠા કંઠ ને થશે મીઠું જગરે !
કોઈ કોઈનો અરિ રહેશે નહિં રે !
આવને આવ ઓ કાળી કોયલડી;
આવીને બેસ મારા બાગના આંબે.

# વામન વિરાટ

હસતી રમતી રે ઓ બાળ
રમત રમતાં કરજે વ્હાલ;
ચંચલ ચતુરા ચાલતી ચાલ,
મીઠી મધુરી નમણી નાર.
હસ રે બાળા હરખથી તું,
રમજે વિસરી બંધન સૌ;
કૂદજે કૂમળી કળી શી ઝૂમી,
વહજે વાણી તું ફુલઝરી

## કોકિલા દિવાન (મુંબઇ)

હસતા રમતા કૂદતા બાળ
પ્રભુ પ્યારા તમે ઓ લાલ;
અંતરના લેવાને તાગ
માપ અનંત તણા રે માર્ગ.
વિરાટ વિશાળ અનંત ભાર
અજવાળાં પાથરવા રે. વાટ;
પ્રકૃતિએ પૂરવા રે તેજ
પાથરજે જ્યોતિર્મય સ્મિત



# તારલિયો ઊગ્યો

## કોકિલા દિવાન

કંઇક ભાળું છું
જન્મી છું ત્યારથી
પણે રમકતાં તારલિયાંઓને
ને મરકતાં ગોળ થાળી જેવાં, કે-
બીજની રેખ મધુર સ્મિત વેરતા.
રેલાવી જ્યોત્સના, શીતલતા પાથરતા...
કે પૃથ્વી પર છવાતી કાળી ત્વજમંત
પરાણે નિવારવા મથતા ચાંદલિયાને
હું ભાળું છું, હું ભાળું છું...
ને શહીદ બન્યા દેશ બાંધવો,
કંઇ કેટલાયે ! જઇ બેઠા પણે નભે.
કે ભાળું ઊગતાં એ નીત નવા તારાંને ..
કે સ્વર્ગ પણ વસે છે અહીં...
માનવતા ને પથે વિહરતા, અન્યો,
દાન, સેવા, ધર્મ દયાને વરેલા જીવોય

થઇ સ્થિર બેઠા જઇ તારાના વૃંદો મહીં...
નભગંગે રૂપેરી જળબિંદુ શા,
એ તારલિયાએ ભાળી ભાળી,
હું રાજીના રેડ,
હું રાજીના રેડ...
તો'ય થાતું ભલા !
'ગર બનું કદિક !
ગીચ ગંદી અંધારી ને સાંકડી,
ભૂખાવળા કમનસીબ, એ
દુખિયા જનકેરી ઝૂંપડીએ છવાયલી,
નાની શી શેરી મહીં;
ને ત્યાં ચોતરાને અડી-
મ્યુનિસિપાલિટીએ મૂકેલ ફાનસ કેરી,
ટમટમતી જ્યોત બની જલું,
જ્યોત બની જલું...
બૂઝું બૂઝું જલતી વાટ,
ને ઝાંખેરા પ્રકાશે-
તરવરતો નવયુગનો નવયુવાન નબીરો,
થનગનતો, નવલોહિયો,
પાને પાના પુસ્તકના ફેરવતો
કે જાય અંતરે ગોઠવતો;
તો બને મારું જીવન ધન્ય, જીવન ધન્ય...
કે થવું ગમે મને,
એવા જલતાં દીવાની ઝાંખી જ્યોત,
ઝાંખી જ્યોત...
કોકિલા દિવાન.

## આપ ક્યાં જશો ?

અરવિંદ પટેલ
(વડોદરા)

પ્રેમ સુધા પાન કરાવી આપ આમ ક્યાં જશો ?
જગાવી હૃદયમાં તોફાન આપ આમ ક્યાં જશો ?
સોંપી છે જ્યારે દિલ-નાવ અમારી આપને હાથ,
અમોને મઝધારે છોડી આપ આમ ક્યાં જશો ?
દીધાં હતાં કૉલ તમે બનવા અમ હૃદય આધાર,
કૉલ ભૂલી જઈ હવે, આપ આમ ક્યાં જશો ?
તોફાન જગાવી દિલ મહીં પ્રેમના, મસ્ત બન્યા,
સમાવી તોફાન દિલમાં હવે, આપ આમ ક્યાં જશો ?
માંગ્યા હતા દિલ તણા દાન આપની પાસે અમે,
તમે દિલને બનાવી રંક, હવે આમ ક્યાં જશો ?
ઇચ્છા હતી રાખી અમે તવ ફૂલ બનવા મહેકતું,
નથી કળી ખીલી હજી, તો આપ આમ ક્યાં જશો ?

## ત્રણ મુક્તક

વિજય ગઢવી
'કલ્પનાથી'
(કપડવંજ)

અહીં પસીનાની મહેનત ધૂળમાં ભળે છે,
અને એદીને શાનો-શૌકત મળે છે,
  શિરસ્તો છે કેવો જુઓ આ જગતનો—
કોઈની મહેનત અહીં કોઈને ફળે છે !

મુકદ્દરની વાતો ભલા અનોખી હોય છે,
કો દુઃખમાં રહે છે તો કો સુખમાં વસે છે,
  કિંતુ અહીં તો જોયું મેં અચરજ સદાયે—
કો મહેલે રડે છે કો ઝૂંપડે હસે છે !

રક્ત સીંચીને બનાવ્યો મેં ચમન
ત્હોય ખરતા પાનખર થઈ શેં સુમન
  તુજ મિલનના સહુ સ્મરણ રૂઠી ગયા—
ચાંદની ત્હારા વિના થઈ ગઈ અગન.

# રડતી વીજ

"અતિથિ"

(કરોડિયા)

તહીં રડતી વીજ પડી,
માણસની કિંમત ઘાસ,
ઘાસની કિંમત રાખ,
હાર્યો જુગારી હસતો,
ખોબલે ખોબલે હસતો,
કૂતરાંને ભસાવતો,
દારૂ પી ગાળો દેતો,
દારૂ પણ રાખનો
રાખની કંઇ કિંમત નહી ?!
જોગી કહો કે બાવો,
પથ્થર ખડખડ બોલે,
જંગલનાં ઝાડવાં રુવે,
દિલ મારૂં રુવે,
ધૂણી બાવાની રુવે,
કહીં પડતી વીજ રડે !

આવકાર

# પૂનમને



તું સૌને સતાવે પૂનમ ?
મારો જીવડો દુઃખી દુઃખી થાય રે !
તારો ગોરો ચહેરો હસતો હસતો,
છૂપાઈ જતો ખસતો ખસતો,
એને ઘેરાયો ઘોર ઘુંઘટ !
મારો જીવડો દુઃખી દુઃખી થાય રે !
જોતાં જાણે તું લાજ તજે,
નાજુક હૈયે તું ભારે લાગે,
પહેલું પણ તું નાસી જાયે,
માનું સતાવે જનમો જનમ !
મારો જીવડો દુઃખી દુઃખી થાય રે !
હું જાણું છું,
ઉજાસ પાછળ હોય અંધકાર
થોડા દિનની તું છે વણજાર
માયા લગાડી કર ના જુલમ ! !
મારો જીવડો દુઃખી દુઃખી થાય રે !

—રવીંદ્ર સાંખટીયા (વડોદરા)

## માતૃ સંસ્થાકો

જે. એમ. શાહ. (વડોદરા)

એ માતૃસંસ્થા તુઝસે ઋણમુક્ત હોઉં કૈસે,
બન ગઈ હૈ દેહ મેરી, તેરે સંસ્કાર લહૂસે.
સરસ્વતી કૃપાલુ બની હૈ, જ્ઞાનકી પૂંજી મિલી હૈ;
ચારિત્ર્યકી નીંવ ડાલી હૈ વિમલ મતિ પાઈ હૈ.
જબ જીવનપુષ્પ કુમ્હલાએ, પતઝડકા મૌસમ છાયે,
તેરે આશિષ પાકે, જીવન બસંત લહરાયે.
શ્રધ્ધાકે ફુલ ચઢાઉં, ગીત મહિમા નિત ગાઉં,
યાદ કરકે તેરી સ્મૃતિ, યશમાલા મૈં ફિરાઉં.
ઉન્નતિ વિકાસ મેરા દિન દિન બઢતા જાયે,
ભારત માતા કે લિયે જ્યોતિ ફૈલાતે જાયે.

## ઠોકર — અતિથિ

(કરોડિઆ)

અહીંથી કહીં હું ઠોકરોને ઝીલતો,
વિખરાતી વાતને હું સમજાવતો,
પથ્થરોના પોપડાને ઉખેડતો
સદાયે જિંદગીની હાર ઉપજાવતો.
જલતી ક્ષણોનું આ જીવન,
બણબણતી માખીઓ અકળાવતી,
મૂંઝાતી મૌનની વ્યથાને અભડાવતી,
આ જિંદગીની ઠોકરો એટલી બધી કે
વસે છે ઠોકરો બધે, ઠોકરો બધે !
અણછાજતી દુનિયા બધી
અણછાજતા વ્યવહારો બધા,
અતિથિ અટવાય અહીં તહીં
તેની રહે છે કોને ખબર ?

# ના મળી



"મસ્તાન"
બિલીમોરીઆ

ઘણી માંગી અમે જરા ના મળી
એ પાલવની મને હવા ના મળી.
કેટલું બદનસીબ છે મુકદ્દર ?
દર્દ સાચું હતું દવા ના મળી.
હતો બનેનો સરખો ગુનો
હું દંડાયો એને સજા ના મળી.
આશ્રિત ન હતો છતાં અનાથ રહ્યો
મળ્યાં દિલતો ઘણાં જગા ના મળી
આજ હશે ફળ કરણીનું મારું
કયામત થઈ ત્યારે કઝા ના મળી.
હું ક્યાં કહું છું તું બની બેવફા
જે માંગી'તી અમે વફા ના મળી
કંઈક હશે ખામી બંદગીમાં તારી
કેમ તમારી મને દુવા ના મળી
હાથ રંગાયા તેઓના ખૂનથી મારા
'મસ્તાન' જેને અહિં હિના ના મળી.

# નથી

અશોક
ઈનામદાર
"આનંદ"
વડોદરા.

એટલે તો રાતે ફરવા નીકળતો નથી
કે એ સમયે સૂર્ય મારી સાથે બળતો નથી.
કેવો રસ્તો છે ? કોઈ રસ્તો નડતો નથી
ઠોકર પણ જો વાગે છે તો'ય પડતો નથી.
પીઉં ગમે તેટલો શરાબ, નશામાં ઢળતો નથી
મારોજ જનાઝો છે અને હું જ રડતો નથી.
મિત્રોની શિકાયત છે એમને હવે મળતો નથી
કેમ સમજાવું 'આનંદ' ચાલ્યા પછી વળતો નથી.

નયનવાની કોરી પારે !
ઊગી ગ્યા'તા રોમેરોમે
ચંદનવનને ઝુમખે ફૂલડાં;
વાળની લટિયું ફર ફર ઊડી,
સમીર કરે અડપલે !
નજાકત વેલીયું ઝાડી ગઈ.
પરશ્રમ પસરી પાને પાને.
શ્વેત ચમેલીની પંખડિયુંની
સુગંધ આછી આછી

યાદ છે તને ?
અગાશી માંહી એક કોરેથી.
સોળ વરસીયું બચપન તાણીંથી,
કંપિત પારિજાત કેરી કેસરી દાંડલી શું ?
કેસર રંગી પતંગિયાં સંગ ઊડી જાતું ?
ને મૂઢ અબોધ આપણ બેય !
આંખ્યું ઢાળી અજાણ અબોલ બોલ,
પેચ લગાવી કનકવાને,
દોર છોડતાં હતા !
પેલા સોનિયા સૂરજ સંગે વાતો કરતો
સપ્તરંગી સૂર છેડતો,
મેઘધનુષી રંગ ધન્યા
છૂટી દોરે ઊડતો જાતો કનકવો !
યાદ છે તને !
દૂર દૂર ગયેલા કનકવાને
" કાયપો કાયપો " સાંભળ્યું ત્યારે ?
સંઘરી રાખી મેં મીણ પાયલી
કીન્ના ઉપરે દોર હજી એ,
દોર છોડી'તી કનકવાની જ્યારે બપોરે,
તાણીં ફડફડ ઊડ્યાં'તા, પારેવા બન્ને
અસ્તાચળની ગોખે.

—કોકિલા દિવાન

સખીઓની સાથમાં સખીઓના સંગમાં રે;
તારો ગાઉં રે ગરબો પાયલના ઠમકે રે,
કે ઝળકાવું દિવડો રંગભર્યા ગરબે રે;
તને વધાવું ચૂડીઓના રણકે રે,
મેલું રમતાં શ્રીફળ તારે ચરણે રે
કે મા તું આવજે વ્હેલી વ્હેલી રે–(૨) ઝળકે...

મહાલયના ગીતડાં ગૂંજતુ પરોઢિયે રે,
ઓ મા તું કલકત્તાવાળી કાળી રે;
નરસંગે તું નારી આદ્યશક્તિ રે,
મા તું દખ્ખણને ડુંગરે ભવાની રે;
ઓ મા તું દુર્ગા શીરજની રાણી રે,
મા તું ગૂર્જરની અંબિકા માવડી રે,
કે મા તું આવજે વ્હેલી વ્હેલી રે–(૨) ઝળકે...

હું તો માવડી માવડી કરતી જાઉં રે (૨)
હું તો ઘેલી ઘેલી ગરબે ઘૂમતી જાઉં રે (૨)
હું તો ભાન ભૂલી ગોળ ગોળ રમતી જાઉં રે (૨)
ગગન ગોખેથી, ઝાંઝરના ઝમકે, ચાચરના ચોકમાં,
આવી આવી રે ઊતરી ત્યાં આજ માવડી
કે મા તું આવી તેડાવી વ્હેલી વ્હેલી રે–(૨) ઝળકે...

–કોકિલા દિવાન

## સનમ લાગે

—"પ્રભુ" પહાડપુરી (મોડાસા)

હિમાલયને આંબવા ના કરશો કદી કોઈ પ્રયત્નો
મને તો એ ભટકતા શાયરની કબર લાગે છે.
ખેરવી સિતારા પુષ્પો કેમ ન ચડાવે ગગન !
સારી પ્રકૃતિ એની મને તો સનમ લાગે છે.

## મૂંઝવણ

મૂંઝાયેલો જીવ
નિરાશાના ઘોર
વાદળાં.
આપઘાત
નિષ્ફળ.
ને
પછી
જીવનની
ઘોર હતાશા !
પાન ખરે
પવન હસે
દિન વહે
અને
પાછું
એનું એજ !
કાણ જાણે
આ બધું
ક્યાં સુધી ? ? ?

—અતિથિ
(વડોદરા)

## દેહ મંદિરે

મારા દેહ મંદિરે પધારો રે
કાયા રૂપી આ કોડિયા માંહ્ય
ભક્તિ રૂપી છે તેલ પુરાય
એવો દીપ જગે નિત્ય મારો રે
પ્રભુજી દેહ મંદિરે પધારો રે
નિત્ય પ્રભુના મંદિરે નથી જાતી
દુન્યવી ભક્તિ મુજથી નથી થાતી
પ્રભુ આવીને તેજ વધારો રે
મારા દેહ મંદિરે પધારો રે
ધૂપ દીપ શંખના નથી રે નાદ
તુજને અંતરથી પુકારે મુજ સાદ
મનડું ઝંખે મારું કાનુડો કાળો રે
મારા દેહ મંદિરે પ્રભુજી પધારો રે
ભજન કીર્તન મને નથી આવડતું
વ્યાકુળ મન તને મળવાને ઝંખતું
મારા ભવનો ફેરો તમે ટાળો રે
પ્રભુજી દેહ મંદિરે પધારો રે

—કુમુદ બી. ભાગવત
મુંબઈ

## ચાલો—

સમયની સાથે તાલ મિલાવીને ચાલો
ફૂલો સમ સુગંધ પ્રસરાવીને ચાલો
મંઝિલે પહોંચવા કોઈ રાહ જોશે નહીં—
(તમે)તમારી તકદીરના રાહબર બની ચાલો

કુ જસુમતી વસાણી. (રાજકોટ)

# બાપુ

"અતિથિ"

(કરોડિયા)

બાપુ ! જીવન જ્યોતિ બાપુ !
જલી જલીને જ્યોતિ આપી ગયા
જીવન જ્યોતિ બાપુ !
કડવા ઝેર પીને, અમૃત આપી ગયા.

અમી કુંભ બાપુ !
સત્યનો શણગાર ને સત્યની પરમ જ્યોતિ !

સત્યનો ઝણકાર ને સત્યની સુખ વેલડી !
અગ્રેજોને હાંકી કાઢવા માટે,
ભારતની મોનેરી આઝાદી માટે
સત્ય, અહિંસા, પ્રેમ અર્પણ કરી,
જીવનને જલાવી ગયા, ઝળહળાવી ગયા !



## — ત્રણ મુક્તક —

'પારસ' પઢિયાર (કરજણ)

રણે ચઢી પૂંઠ બતાવે એ રણધીર ન કહેવાય
ખોટું શૂરાતન બનાવે એ શૂરવીર ન કહેવાય.
દાન કરી પસ્તાવો કરે એ દાનવીર ન કહેવાય.
દયા ધર્મે ના ખર્ચ કરે એ અમીર ન કહેવાય

સમયને માન આપી સંચરે તો માનવી ઠોકર ન ખાય
જોઈ વિચારી પગલું ભરે તો માનવી ઠોકર ન ખાય
સમજુને વધારે શું કહેવું જો આટલું સમજે "પારસ"
નિતિ નિયમથી કાર્ય કરે તો માનવી ઠોકર ન ખાય.

દારૂડીઓ રીઝે દારૂથી ભલે મોંઘા મિષ્ટાન્ન મળે,
લોભી રીઝે દૌલતથી ભલે એને ભગવાન મળે,
માખી રીઝે દુર્ગંધથી ભલે અત્તરની વાસ મળે,
મજનું રીઝે લયલારથાને ભલે દેવસ્થાન મળે,

ઝળકે ઝળકે જળે ભરી કનક ગાગરડી રે,
સોહે સોહે શ્રીફળ હાર પાન રૂડાં રે,
ઘૂમે ઘૂમે ઘમ્મર મારૂં હૈયડું આજ રે,
માવડી જોતાં'તા વાટડી બાર માસથી રે,
આવ્યા અજવાળીયા આસો માસના રે,
માડી દઉં રે આહ્‌વાહન આજ તને રે
કે મા તું આવજે વ્હેલી વ્હેલી રે (૨)–ઝળકે...

તારે કાજે પટોળાભાતી ગવન લાવી છું,
કુમખે જવારિયો રંગ ચઢાવું રે,
જવારિયે કેસરિયો હાર ધરાવું રે,
અબીલ ગુલાલના છાંટણા છંટાવું રે,
નવનવ રાતે નવલખી દિવડાંઓ,
ઝગે હિરલા કનકને દિવડે રે,
કે મા તું આવજે વ્હેલી વ્હેલી રે (૨)–ઝળકે...

માવલડી રે તારી હું રે ગાવલડી રે,
બેઠા સોનીડા વાલીડે તેડાવ્યા રે,
ઘડયાં રૂમઝૂમ ઝાંઝર વીંછુવા ને કંકણ
માના મુગટે મણી માણેક મઢિયાં રે,
સિંહાસને કનક મોર ટહુકિયાં રે,
સિંહ કનકના બાજઠિયે ત્રાડકિયાં રે.
નાકે નથની જડયાં કટિબંધે હિરલા,
વાળે વાળે મોતીડા ગૂંથાવીશ રે;
કે મા તું આવજે વ્હેલી વ્હેલી રે (૨)–ઝળકે...

આ છે નવનવ દિનડા આસોના રે,
હાલો હાલો સૌ ગરબે ઘૂમિયે રે,
આવ્યો આવ્યો ઉત્સવ આજ આંગણે રે,

પૂજા — કોકિલા દિવાન (મુંબઇ)

## ઇંતજારી

તારી ઇંતજારી
હે પ્રિયે !
કેટલી વિકટ !
ક્યાં ક્યાં સુધી ?
ક્યાં ક્યાં સુધી ?
બોલો જરા,
આ ધબકતું હૃદય !
આ ધડકતું હૃદય !
ક્યાંથી હવે રહેવાય !
ને ક્યાંથી સહેવાય !
ક્ષણ પણ બને છે
યુગો પ્રિયે !
પ્રેમ પ્રવાહ વહી જશે !
દિલ આ દુભાઈ જશે !
હે સાહેબા !
હજુ પણ...
આ આંખોના
અણસારને...
ક્યાં ક્યાં સુધી ફાંફાં !
ફાંફાં...ફાંફાં...
દિલ જો રહેશે બંધ-
ત્યારે-
ત્યારે હે પ્રિયે !
આ ગીત-સંગીત પણ
બંધ પડી જશે !

—અતિથિ વડોદરા.

## ફૂટપાથનું ફૂલ

ભરી જનમેદની
આવાગમન કરી રહી
નહીં થંભ્યો ફૂટપાથે
'બાબુ એક પૈસો આપો !'—સુણી.
વિચાર્યું સ્વગતઃ
શે ભિખારી ભટકતાં !
વ્યર્થ પરજીવી બની.
ભિસણ મોંઘવારીમાં... ! !
શાને દેવું આ આળસુઓને ?
અપરાધી ગણી
તિરછી નજરે કદમ માંડતાં
ભાળ્યું—
વિમલ મુસ્કુરાટે ભર્યું
'અપરાધી અમે જગે ઠર્યા, કિંતુ
નથી 'કારણ' જગત અમ કાજ યુગોથી ?
આવ્યા સદા કરી અમ કૃશ કાય
રક્ત પિપાસુ બની;
'અપરાધી' કોણ જગતે સાચો ?
નિર્દોષ નિગાહે ફરિયાદ કરતું
માત્ર અકે, ફૂટપાથનું એક ફૂલ !
થાતાં વાત આંખો આંખોમાં
નહોતું દેવું તો'ય, પાછો આવી
પ્રેમથી બાહુમાં લઇ શીશુને
દઈ દેવાયું મુજથી !

ફ્રેડ્રિક બી ક્રિશ્ચિયન (કોસિન્દ્રા



# નમણી નાર

હો નમણીનાં નયનાં શરમાય
લજામણી વેલ શી કરમાય—હો...
પ્રેમી પંખીના મસ્ત ક્રિડામાં,
નયના ઢળી ઢળી નરમાય હો...

ચંદ્ર તારી ચાંદની ગગને લજાય
મેઘલી રાતે નભે છૂપાય;
સમીર કેરી લહરો લહરાઈ
વીજલડી પ્રીત તણી અંગનાઈ—હો...

કંપિત દેહલતા અંગડાઈ,
પિયુ સ્પર્શે પ્રિયા મરડાઈ;
મનમુદિત અંતર છલકાય.

રૂમઝૂમ કલી ઝૂલી વનરાઈ—હો...

- કોકિલા દિવાન

# ગોવિંદા!

— કોકિલા દિવાન (મુંબઈ)

ચરતી'તી ગાયું ને ફરતા ગોવાળ હતા
યાદ તારી ગોપાળ મને આવી ગઈ—
આવી ગઈ!

હાથમાં દીઠી લાકડીને કેડે ભાળું વાંસળી,
સહુ સખાની સાથમાં તને શોધી રહી!
કંઠે માળા વૈજયંતી, પહેર્યાં શોભે પીતાંબર,
નટખટ નટવર મને તું ગમી ગયો—
ગમી ગયો!

રીમઝીમ વર્ષે વર્ષા, ગેડીદડા જ્યાં રમતો,
ઓરે! કાળિયા કાના! હૃદયે તું રમી રહ્યો—
રમી રહ્યો!

ઘેલી કીધી રાધિકા, કીધાં ઘેલી ગોપિકા,
ઘેલું ઘેલું ગોકુળ તને ઝંખી રહ્યું—
ઝંખી રહ્યું!

કાના કામણગારા, ગોપાળ તારી માયા,
ગોવિંદા તુજ યાદ રોમે રોમે વ્યાપી ગઈ—
વ્યાપી ગઈ.

# ગાજે ગગન

-ડાહ્યાભાઈ પટેલ "નવરંગ"
વડોદરા.



ઘનનન ઘન (૨)
આજ ગાજે ગગન (૨);
ઝનનન ઝન (૨),
આજ ઝૂમે જમીન (૨);
ડણણણ ડન (૨),
આજ વાગે મૃદંગ,
આજ વાગે મુરચંગ;
હે...એ...એ.. હે...!...આજ ગાજે ગગન (૨);
ગગને પેલો ચાંદલિયો, જો હસી-હસી બોલાવે,
ઉદાર ઉરે ઉરનાં અમૃત ખુશી-ખુશી પિવડાવે;
ખુશી-ખુશી પિવડાવે;
હે... એ... એ... હે... !... આજ ગાજે ગગન (૨);
સૂનો યમૂના-ઘાટ પૂકારે, સૂની વ્રજની શેરી,
સૂની કુંજે સાદ પૂરાવે, ફોગટ ગઈ મુજ ફેરી;
ફોગટ ગઈ મુજ ફેરી;
હે... એ... એ... હે...!... આજ ગાજે ગગન (૨ ;
તાલ પુરાવે દિલની ધડકન, પ્રીતનો વાગ્યો પાવો,
'નવરંગ' પધારો માંડવડે ને જીવન ધન્ય બનાવો.
જીવન ધન્ય બનાવો;
હે... એ... એ... હે... ! ...આજ ગાજે ગગન,
આજ ગાજે ગગન !

# યુવાનને

-કુ. જશુમતી વસાણી (રાજકોટ)

અરે યુવાન ! બેઠો છે કેમ શક્તિને ત્યાગીને
શક્તિની આંખને કદીયે પલકારો નથી હોતો
યૌવન ધન અને સ્નેહતાણું અભિમાન હશે સહુને
પરંતુ આ શક્તિનો ! કોઈને ઇજારો નથી હોતો.

# કાવ્યના સ્ફૂરણ

કોકિલકંઠી હું કવિતા કરું,
તલાશમાં સાંભળનારની ફરું;
મળી જાય એવો કોઇ ભેરૂ,
આવી જાય મુજ કવિતામાં લ્હેરૂ.

નથી હું કવિ કે કવિતા કરું,
નથી હું રવિ કે ગગને ઘૂમું,
લ્હોય રચી કવિતા બનવું કવિ,
કવિ બની મેળવવો છે રવિ.

કવિતા મારીને નથી તાલ,
નથી કલ્પનાની એને શબ્દોજાળ,
પૃથ્વી પર વિહરું હું ધરતીબાળ,
ન પરવા કેવી હશે કવિની કાલ

કલ્પના મારીને પાંખો નથી,
ભૂત–ભાવીને નિરખવા આંખો નથી,
દોડાવું લ્હોય કલ્પનાના ઘોડા,
ચલાવું કલમ લખવા વિચાર થોડા

લખી લખીને હું થાકી ગઇ,
વિચાર વાણી મુજ થંભી ગઇ.
હું કવિની કલ્પના તૂટી પડી.
ત્યાં કાવ્યની રમઝટ રણકી પડી.

—કોકિલા દિવાન
(મુંબઇ)

# સપનું



સપનું સરી ગયું યાદ સતાવે.
સજની કયાં મારી કોણ બતાવે !
સૂતી સિતારે ગીત મિલનનું
છેડી સનમ સંતાઇ જાયે
મધુરા મિલનની મસ્ત મદિરાને
અધરે લાવી દૂર લઇ જાયે
અધુરા મિલનો મન તડપાવે.
નીલ ગગનની નવલખ ધારે
વરસી દિલને બીંજવી જાયે
સૂનાં દિલે સ્મરણો જગાવી
સાદ કરીને છૂપાઇ જાયે
ફરિયાદ કરું, ફરી યાદ ન આવે
સરી ગયું સપનું, યાદ સતાવે.

—પ્રવીણ ન. શાહ
(પાદરા)

# લણી લેવા દો

—શૈલેન્દ્ર-હર્ષ (વડોદરા)

કોઇ મારી કને આપવીતીને વર્ણવશો મા
અનુભવથી જીવન ઇમારત ચણી લેવા દો.

સમયને મુઠ્ઠીમાં જકડી રખાતો નથી એટલું જ
બનતા જતાં પ્રસંગોના ક્રમને ગણી લેવા દો.

કોઇ ચેતવે તોયે ભૂલ-થાપમાં પડી જવાવાનું જ
અનુભવના ચાર અક્ષરોને ભણી લેવા દો.

શું ખબર ક્યાં કેવા સૂર અને રાગ છેડાતા રહેશે ?
ભાગ્ય-સિતારના તારોને રણઝણી લેવા દો.

ખરેખર પાનખરમાંજ વસંતને મૂલવવી જોઇએ
વ્યવહારિકપણે નૈતિકતાને છણી લેવા દો

કોઇ ચીજ દ્વારા મને ઠગાવવા પ્રયાસ કરશો ના
જરા આવેશમાં મારી વાચાને સણસણી લેવા દો.

ભ્રમણાને ભાંગવા રહેજ વિચારી લેવું જોઇએ
દઢતા થકી શ્વાસ-હ્રદયને હણહણી લેવા દો

જરા અભિલાષાને મન મનાવી લઉં છું, મિત્રો
જીવનમાં સ્વપ્નોનું મખમલ વણી લેવા દો.

અનુભવ્યું કે નિષ્ફળતામાં સફળતાનું રહસ્ય છે
જન્મથી મૃત્યુ વવાયું છે તે હવે લણી લેવા દો.

—— × ——

# કનૈયો

ઇન્દુલાલ ભટ્ટ
"ઇન્દ"

સમીરના સુસવાટે, ચન્દ્રની અજવાળી રાતે.
નયનોને નચાવતો, ફૂલોને ઉડાડતો.
હૈયાના હિંડોળે મારો કનૈયો નાચે...(૨)
વેણુ વગાડતો ને વૃંદાવન ગજવતો,
આશાઓ અર્પતો અમૃત વરસાવતો.
ઉષાના ઉમંગે મારો કનૈયો નાચે...(૨)
ગોપીના ગીત ગાતો, ગાયો ચરાવતો,
રાસ રમાડતો ને ઘેલા બનાવતો.
પાયલના ઝણકારે મારો કનૈયો નાચે...(૨)

# સહારો



કુમુદ. બી. ભાગવત
મુંબઇ

અવની પર દીધો અવતાર
દીકરીને પ્રભુ શા માટે ?

દુઃખના દરિયે ડૂબાડી દીધી
સહારો નથી શા માટે ?

મહામૂલા આ જીવન માંહી
સુખના શેર ના માણી.

જીવતર વહી જાય જ્યાં પતિનો
સહારો નથી શા માટે ?

તેં આપેલું તકદીર મને
તારી નજર તણે ક્રૂરતાથી.

દુઃખ જુએ દિલ ધડકતે હૈયે
રોકતો નથી શા માટે ?

રૂઢિઓના ગુલામ એવા સમાજના બંધને બંધાયેલા,
માતાપિતાએ શું કરે ! લાચારને સહારો નથી, શા માટે ?
શાણી દીકરી સહન કરશે બધું, ભલે મૃત્યુ ઝડપી જાય,
નામ રાખવા પિતાનું પ્રાણ તજશે, સહારો નથી શા માટે ?
જીવવું અહા ! માનને કાજે મળવા તેને ફરી ફરીને
આંસુ સારીનેયે પતિ ગીત ગાવાં–સહારો નથી શા માટે ?
જીવે હૈયે ડરી ડરીને મરવાને સદા આતુર ભલા,
મળ્યા જીવનને ગુજારવા જીવને કોઇ સહારો નથી શા માટે ?

# વિહંગો

લાલશંકર પુરાણી
'મિહિર'

આકાશે ઉડતાં વિહંગો
ગાતાં હતાં મુક્તિના ગીતો
દેશને કાજે શહીદ થયેલા
પંખી સ્વરૂપે ઉડતાં હતા !!!
જગાવતા હતા દેશદાઝ સુવામાં !



# શૂન્ય !

આકાશી અવકાશ હૃદયે ધબકાર,
જીવું છું, ઊગ્યે જાઉં છું...
ઓડકાર ખાધે જાઉં છું
ભૂખ પચાવ્યે જાઉં છું
જીવન લંબાવ્યે જાઉં છું
ફીટ ફીટ, ના ટીક ટીક
સમયના તારિખીયા
ફરકાવ્યે જાઉ છું...
નીત નવી સવારની
રાહ જોયે જાઉ છું...

તમે આવો છો જાવ છોય તમે !
આવજો આવજો કહે જાઉં છું
કંઈક છોડી ન ગયા ! ભૂલીય ન ગયા !
હોત તો ! તમને મળ્યાનો રાજીપો—
ફંફોળ્યે જાઉં છું. થાકોટા ખાયે જાઉ છું
ઘર ઘરને દિવાલ, ચૂના માટી, હું ને સૌ તમે,
હુંયે જડવું પીયે જાઉં છું.
ટી. વી. ના ઓળા ને રેડિયોના સૂરને...
ગળે ઊતાર્યે જાઉં છું, ફ્રીજની ઠંડકને...
ટગટગતી આંખોમાં હિમાલયનો બરફ હરિયાળી ભૂમિ. સરૂના વન,
નજરે બાંધી, મુઠ્ઠી બંધ રાખ્યે જાઉં છું...
ખાલી હાથ ! હવાય શૂન્ય છે...
વસાયલો, તાજા થવાની રાહમાં, બેસ્યે જાઉં છું..
કારણુ વગર બેસવું પડે છે, જરૂરત છે જીવન શૂન્ય સબંધની ?
હસ્યે જાઉં છું, જવાબ ! દશ્શ કાલે વળી...

—કોકિલા દિવાન

# નિગાહો ઢળે છે

— 'મુનીર' ભરૂચી
(વડોદરા)

કંઇ કેટલી નિગાહો મારી તરફ ઢળે છે,
પણ દિલની વાત પૂછે એ દોસ્ત ક્યાં મળે છે !

જે હાથ અન્ન વિણી ચકલી મહીં ઢળે છે,
એ હાથ રોટલીને માટેજ ટળવળે છે

મંઝીલ સમક્ષ આવી પાછા કદમ વળે છે,
છે સાંપ માર્ગ ઉપર કે વ્હેમ સળવળે છે.

જાણે બરફના માનવ કે મીણના છે પૂતળાં,
ઝાલું છું હાથ જેનો એ હાથ ઓગળે છે.

સૂરજના તેજ ભાલાંથી નિજ વદન વિંધાઈ
લોહીનું પાણી થૈને ધરતી ઉપર ઢળે છે.

હું જામ ઝૂંટવી લઉં સાકીના હાથથી પણ,
મારી શરારતો પર એક મોહતસીબ બળે છે.

જે માર્ગ ઉપર તેઓ ચાલી રહ્યાં છે યારો,
એ માર્ગનીજ કેડી મારી તરફ વળે છે.

હું તો '**મુનીર**' છેટો છું એની અંજુમનમાં
મેં સાંભળ્યું છે મારીજ વાતો નીકળે છે.

———— × ————

# મજા છે

આર. બી. મોલીઆ
'**મજબૂર**'
(રાજકોટ)

સમયની સાથે કરવટ પલટી દેવામાં મજા છે
વહેતા વહેણની સાથે વહેવામાં મજા છે.
મજા શી હંમેશા એકધારા ચાલવામાં દોસ્ત !
ક્યાંક ઠોકર ખાઇને ક્યાંક લથડવામાં મજા છે.
ઓ આભના તારા તુંયે વાત નહીં સમજે ભલા !
અધવચ લટકવા કરતાં તો ખરી જવામાં મજા છે.
તમે ગબડતા કોઇ ટોચના પથ્થરને જઇ પૂછો,
છે મજા નીચે. કે બહુ ઊંચે ચડવામાં મજા છે ?
ડહાપણનું પ્રમાણ અહીં આ એવું વધ્યું છે કે,
'**મજબૂર** હવે પાગલ થઇને ફરવામાં મજા છે

# પ્રાર્થના

—કોકિલા દિવાન
મુંબઇ

રે ! જગદિશ માનવ પ્યારા રે,
ઓ નટખટ નટવર ન્યારા રે;
તારી માયા મુજને અપાર રે,
તુજ લીલા અપરંપાર રે,
તુજ ન્યારી ગતિ ને ન્યારી મતિ
તુજ ન્યારા કર્મ રિતી ને નિતી,
તું છે જગનો તારણહાર, તો
દુઃખ શે ! સંસારે, દુઃખભંજન હાર !
જાણુ રે જાણુ, કનક તપે, કાંચન ઝગે,
ટિપતાં એરણે, નવ નવ ઘાટ મળે;
પણ એરણ ને એ અંગારા !
કેમ ભૂલે તું કષ્ટ પડે ?
તુજ શ્રદ્ધા કેરા અતૂટ બળે,
મુજને જીવન જીવવાની આશા;
એ આશા કેરી પરિપૂર્તી મહીં
રે, છૂપાઇ કેટલી નિરાશા ?
ન જાણુ શાને બન્યો નઠોર,
ના સમજે અંતર અભિલાષા;
મારે જીવન શું વેડફવું ?
મધદરિયા કેરા ઝંઝાવાતે ?
છે તારી આશા, તુજમાં શ્રધ્ધા,
તુજમાં વિશ્વાસ અપરંપાર;
તુજ નામે તો નાવ છોડી મેં,
ભવસાગરને કરવા પાર,
જયારે મારો તું સૂકાની,
તો શાને ભય આ સંસારે ?
નિડર બનીને આગે ધપતાં,
જાશું તરતાં પેલે પારે.
તો'યે ઘેરાયે કદિક આકાશ,
થાય વિજલડીના ઝબકારા;
સુની ગગનભેદી એ ઘોર ગર્જના
ડગે શ્રધ્ધા અંતર ફડ ફડ થાય
મસ્ત ઝૂલતું નાવડું કદિક મારૂ
ડામાડોળ થાતું સંસારે,
શાનું ! શું છે તુજ ન્યારી ગતિ
કે મુજ અવિશ્વાસભરી મતિ
ભકિતરસ ને પ્રેમરસનો પ્યાલો,
જ્ઞાનરસ ને ભાવરસનો લ્હાવો;
માણ્યો સંસારે જીવનરસનો લ્હાવે
તો'ય શે ! અતૃપ્તિ,
આંધી બની તરસી !
તરસ્યાને તું પાણી આપે,
નિર્બળને તું બળ આપે;
શાને તાણી તાણી મુજ આશા !
પ્રભુ, અર્પે ઘડી ઘડી નિરાશા !
ને જયારે તનમન મહીં છવાયે,
નિર્મમતા, નિર્મોહિતા, નિરંજનને,
નિરાકાર શા ભાવનાહિન ભાવના;
તો તું પ્રગટાવે આશાદિપ,
માનું કે ના માનું !

# હૃદય તુજ સાગર

—ફ્રેડ્રિક બી. ક્રિશ્ચિયન
(કોસિંદ્રા)



વિભુ બિંદુ મારાં,
નયન ઉર ઉન્મત કરતાં,
વહે પ્રેમે તારા
પ્રિય હૃદયની ભેટ ધરતાં
ડરું છું હું કિન્તુ
મુજ ઉર પરે કાર કરશે ?
છતાં તું માટે એ
કરગરતું કે મૃદુ બનજે.

તને ચાહું છું હું, કયમ કહી શકું ? વાત સઘળી,
સદાનો તારો છું, પરમ વિભુ તુને ન વિસરૂં.
ન કાં શ્રધ્ધા રાખું ? હૃદય તુજ જે સાગર સમું,
અને આ સિંધુમાં હૃદય શુચિતા પ્રાપ્ત કરવી.
અરે કેવું મીઠું સ્મરણ મધુરુ હૈયું કરતું,
રહેશે લેટી એ તુજ હૃદયમાં સ્નેહ ભરતું.

# રુણીઆ

—કોકિલા દિવાન

બાઇજી હમે કાળા કાળા હોયે,
ફૂણિ ફૂણિ ફૂંજતી. ગગને ઘૂમતી,
ઝાડે ઝૂલતી, વનમાં ભમતી,
ડાળે હિલ્લોલતી, મીઠું મીઠું ગૂંજતી
મીઠડી કોયલ રાણી કોયલ રાણી–
બાઇજી......

ફેર ન્હોયે રાણી તુજમાં કે,
કાળિયા કા કા, કરતા કાગમાં;
તો'ય રાણી દોડી દોડી આવું કે,
સૂતાવ ફૂણિ ફૂણિ સવારની સેજમાં–
બાઇજી......

વસંતને વાયરે, ખીલેલાં મ્હોરે,
દેખું દેખું તુને ભાળું નહીં;
તુજ અંતરના સાદ ને સૂણી દોડું હું,
તારા કંઠના કામણઘેલાં મને–
બાઇજી......

તુંયે કાળી ને કાનજી રે કાળા,
તું રે કોયલડી ને હું યે કોકિલા;
હોય તમે રાણીબા, કોયલ રાણી !
ફૂણિ ફૂણિ ફૂંજતી, આંબલિયે હિંચતી
બાઇજી હમે કાળા કાળા હોય
કોયલ રાણી કોયલ રાણી......



# પ્રભુનો વાસ

પંડયા
મુકુંદરાય વસંતરાય
વડોદરા.

જુઓ દુનિયા કેરી રીત, જાણી સમજી કરજો પ્રીત,
ગોપે તેને મારે તેજ, માટે વેઠો દુઃખો સ્હેજ.
થવાની વસ્તુ થાશે ઠીક, રાખો મનમાં કાંઇ ન બીક.
કર્તા હર્તા છે જગનાથ તેને ભજીને બનો સનાથ

મારું તારું મિથ્યા માન, શાને ધરવું અભિમાન ?
જોયું તે તો જરૂર જાય, સુખ દેખી શાને ફુલાય ?

સઘળે જુઓ પ્રભુનો વાસ, શાને નાખો છો નિશ્વાસ ?
રાખો શ્રધ્ધા તેમાં આપ, તે છે સઘળા જગનો બાપ.

તે તો આપે બુદ્ધિ અમાપ, જ્ઞાને તારાં પાપો કાપ;-
નિર્ભય થઇને કરો સત્કામ, શાંત બની બેસો નિજ ઠામ
આળસ છોડી કરવું કામ, મળે ધન ને ભજીયે રામ.

ઇશ્વર દર્શન સઘળે થાય, સમજીને મન બહુ હરખાય.
ફરતાં ફરતાં થાયે યોગ, શરીરમાંથી જાયે રોગ:
નિષ્કામ બનતાં ભક્તિ થાય ભવે ભવના ફેરા ટળાય.

મળે મુક્તિ ભવમાં સ્હેજ, માર્ગ કહેલ શાસ્ત્રે હેજ;

માનવ મંગળ કરશે કામ, નિશ્ચે મળશે ધન ને ધામ.
ગણજો સઘળાં પ્રભુનાં બાળ, કોઇ પર ના દેશો આળ;
સારા કર્મે સારો દેખાય બૂરા કર્મે બૂરો ગણાય.

અટળજ આ ઇશ્વરનો ન્યાય માનમ મન મિથ્યા હરખાય;
સહાય કરશે દીનાનાથ ભજતાં પ્રભુને થાશો સનાથ



# પાયમાલી

જયંતિલાલ એન રસગ
( રાસાવાડી )

શરાબીઓ ચેતો તમે
સુરામાં પાયમાલી છે

અમૃત કટોરી નથી એ
હળાહળ ઝેર પ્યાલી છે.

ઘડીભર લાગશે તમને
સુરા શકિત તણું સાધન

લૂંટે છે એવડી શકિત
સુરામાં પાયમાલી છે.

સુરા પીનારની જગમાં
નથી કોડી તણી કિંમત

કરે વિશ્વાસ ના કોઇ, સુરામાં પાયમાલી છે.
સુરા પીનારને દુનિયા પિઆને છાકટા નામે,
લૂંટાતી આબરૂ મોઘી સુરામાં પાયમાલી છે.
કંઇકે ખેતરો મૂકયાં કંઇકે ઘર મૂકયાં ગીરો,
કંઇકે ગુમાવી નારી, સુરામાં પાયમાલી છે.
સુરા પીનારની નારી ઘરમાં રડે છે દિનરાત
સુરા છે આંસુની પ્યાલી, સુરામાં પાયમાલી છે.
સુરાની પ્યાલી પીધેલો માનવ એકે યાદવ છે ?
પ્રાચીન ઇતિહાસ સાક્ષી છે, સુરામાં પાયમાલી છે.
શકિત સાથે લક્ષ્મી લૂંટે, ને લૂંટે મુખની લાલી,
સર્વસ્વ હણનારી સુરા, સુરામાં પાયમાલી છે.
આત્મા હણે સૌનો, જયંતિ એ સુરામાં ખરાબી છે
નથી પ્યાલી પરંતુ એ જિન્દગીની પાયમાલી છે?

# પ્રણય



પ્રણયમાં જે રહે મશગૂલ
 સૂઝે ના કંઇ બીજું એને
અહર્નિશ એ જુએ એને,
 ખરી શાંતિ તો વળે એને.
મઝા એની તો અનેરી છે !
 સમજી શકે ના અન્ય એને.
ખરો રસિયો જ એ સમજી શકે
 જે પચાવે છે સમજી એને !
કાચા પોચાનુ કામ નથી
 કદીક ટકરાઇ જાય એને !
અનુભવીને એ પૂછવાથી
 સહાય મળતી થાય એને.
પૂછી શકો જો પુરાણીને
 કે'તાં ન લાગે વાર એને.

**જેઠાલાલ સી. પુરાણી**
(વાત્રોડિયા)

# શાને આવી ?

 તું શાને આવી ?
આજ મારે આંગણિયે !
સોડમભરી છાય લઇને
 મારી સામે આવી !
 તું શાને આવી ?
શ્યામલ વસ્ત્ર પહેરી.
ગોરા બદન સાથે લાલી !
અનોખી લાલી લઇને આવી !
 તું શાને આવી ?
આજની રાત
સુહાની બનાવશે કે ? પગલી !
તું યૌવનની લઇ છાબ આવી
 તું શાને આવી ?
વાળમાં સુંદર વેણી પરોવી
સારા અંગે સુવાસ ભરાવી
મદમાતી તું ચાલી આવી
 તું શાને આવી ?
રાત વિના શું વાત કરવાની ?
મુલાકાત શું આમ વિતવાની !
હજી તો રાત બાકી છે બાકી !
 તું શાને આવી ?

**—અરવિંદ મુદગલ**
( વડોદરા )

# ફરિયાદ સ્મિતને

—કોકિલા દિવાન
( મુંબઇ )

મીઠું મીઠું હસી કામ, આ મારી પાસે કરાવી લે છે
મંદ મંદ સ્મિતે કામ તું મારી પાસે કઢાવી લે છે.
હા મારી પાસે કામ કરાવે છે......
તું, હા તુંજ
ત્યાંજ—
તોડી તાણાવાણા તગ, સળવળ્યો ચાંદ,
અમાસની બીજ કેરો આડી
પડ પડ ઉવેખાયા વ્રક્ષ ઘટે,
પાંદ પાંદ રેપા મહી,
ત્યાં હસી હસી તું આવી, મને બોલાવે તાડી......
ગૂમસૂમ ગંભીર ગાથે, ફરક્યો,
લહર લહર સમીર સૂસવાટે,
અકથ્ય અકળ ધ ભાવ રેણે,
તરવર તરવર જળતરંગ સરવર......
પંખ પંખ પારેવું ફડ ફડ ફડ ફડ
ઊડ્યો અમન ચમન હિંડોળો,
ચંદ્રે વેરી ચાંદની,
સંચરી વ્યોમે વ્યોમે,
મુક્ત ગાને, મુક્ત ગાને......
રે ! ધવલ રાજહંસી ઉરે પૂનમ પૂનમ......
નક્ષત્ર માળે ધરી ઘૂમરાતે ફરતે,
ચકરાવે ચર ચર ચઢ્યો ચક્રવાક,
ગગન કેરે ઝુમ્મરે ઝુમ્બક ઝુમ્બક,
ઘૂમ્મરે તારામંડળ ગોળગોળ ઝબૂક ઝબૂક,
ને હુંય તુંજ સ્મિત સંગે ઘૂમ્મર ઘૂમ્મર
હા ! ઘૂમ્મર ઘૂમ્મર... ..

# આરસી



તું મને બહુ ગમે છે
તારી સુંદરતાના વખાણ શું કરું !
તારા જેવી કોઈ રૂપાળી નથી !
તું બહુ રૂપાળી છે !
અરે ! તું નાસી ના જાય એટલે,
હું તને બાંધીને રાખું છું
કારણ કે મેં તને પાળી છે
ચઢે જો તારા શરીર પર મેલ
તો તને ઘસીને નવડાવું છું
એવાં તો મારાં બાળનેય નથી નવડાવતો.
તારામાં જોઉં તો હું,
તારા દિલમાંજ હોઉં
એટલે જ તુજથી મને બહુ પ્યાર છે
ઓ આરસી તારી સન્મુખ
રોજ હું આવું છું
કારણ કે પારસને નથી ચાલતું
તને જોયા વિના ! એટલે જ...

—'પારસ' પઢિયાર

# પામવા બિંદુ

ઉષાના ઓઘ
ભરી દે છે ગાલોમાં લાલી
પ્રથમ કિરણ રવિનું... ..
પામવા દોડી જાય છે
વિશ્વ આખાનો પમરાટ ભરીને
રક્ત ઢળી શા કોમળ પગલે
દોડયેજ જાય છે
તોય રહી જાય છે દૂર મૂર્ત બિંદુ
ઝળહળતા અંગારાઓમાં
પાંજરૂ થઈ જાય છે ધૂંધવતો સિંધુ
પગ લથડે છે...
...ને શાંત પડે છે
ચૌદિશ તાકીને ફરી ધીમીગતિએ
પામવા બિંદુ...દૂર છે જે...
તેજ ઢળે છે તિમિર ઢળે છે
એકાકળી બનીને ઢળી પડે છે
શૂન્ય ભાસે છે
શૂન્યમાંથી આકાર બને છે
તિમિર ટળે છે તેજ ઢળે છે
આકાશના અજવાળે મીટ માંડે છે
ફરી વિશ્રામ લઈને,
" પામવા બિંદુ...
અવિરત ગતિએ ચાલી જશે."

—કસ્તુર મા. પ્રજાપતિ
પ્રેમમતિ
(નવાડીસા)

# દાદા હો દીકરી

—કોકિલા દિવાન

હોરે હોરે હો ! દાદા તારી દીકરી !
તુંને શોધે,
મંદિર મસ્જિદ જાતી;
કંકર વાગી ક્યાંકથી–ફટ !
તૂટી જેમ ઠીકરી–
હોરે હોરે હો ! દાદા તારી દીકરી !

ખાતી પીતી,
કૂદતી નાચતી રમતી,
ટકોર લાગી ક્યાંકથી ઝટ !
પાડી ફાડી ચિતરી–
હોરે હોરે હો ! દાદા તારી દીકરી !

વરસાવે રે,
કપોલ કલ્પ વૃષ્ટિ;
ચકોર નયનને ખૂંચવા લાગી–ખટ !
રડી પડી રાતડી–
હોરે હોરે હો ! દાદા તારી દીકરી !

પ્યાસી પ્યાસી,
ઝંખી રહી તૃપ્તિ;
વાટે વાટે ઘવાયું અલગ્–વાટ !
કોને કહું વાતડી–
હોરે હોરે હો ! દાદા તારી દીકરી !

અણજાણી દિશા
કીચડ કાદવ ખૂંદતી,
નઠોર તાગ માનવ ભુંડા–ભટ !
તૂટી મારી ગીતડી–
હોરે હોરે હો ! દાદા તારી દીકરી !

ભૂલી ભૂલી,
ભલી ભામિની ભમતી
જડ઼ેર જ઼ે ને જલના ઉદર – પટ !
જૂઠા જગમાં આયડી –
હોરે હોરે હો ! દાદા તારી દીકરી !
શોધે બાપ
મોડી તારી પ્રીતડી:
પ્રીત પિયુની અમોઘ વાટે–વાટ !
ફર ફર જ્યોતની દીવડી –
હોરે હોરે હો ! દાદા તારી દીકરી !
રંગમાં રમતી
વાટમાં સૌને પૂછતી:
પ્રશ્નો અનંત, ઉકેલે કોણ–ઝટ !
અંતર મારું ઠારતી
હોરે હોરે હો ! દાદા તારી દીકરી !
એકલ પંથે,
રે હસતી ને વિહરતી:
સાથી એ સાથી ઊંડી અંતર–ગત !
કોણ ઠારે મારી આંતરડી !
હોરે હોરે હો ! દાદા તારી દીકરી !
પળે પળે,
યાદ તારી કરતી:
વડવાઈ પકડી પૂછે વટે–વટ !
ક્યાં છે મારી છાયડી ! –
હોરે હોરે હો ! દાદા તારી દીકરી !

---

## આવે માડી

માડી તારા રથની ઘુઘરીયું ઘમ્મકી,
કે ઘમક્યાં ઘમ ઘમ ઘણમાં ઘુંઘરૂં;
ઝમક્યું ઝાંઝરીયું ઝણઝણ પાયલિયે—માડી.

નથી મેઘલી રાત પણે ગગન ગોખે,
તારા નૈનુમાં ચમકે ચાંદ તારા;
મારે આંગણે નવનવ રાતના દિવડાં—માડી.

ચાંપણની પલકે માવડી મારી વાટડી,
ધરતી લીલીછમ, ભીની ભીની મોસમ;
માડી હિલ્લોલે વહુવારૂં જુવરા સંગ—માડી.

માડી તારા કંકણ કુંડળ ને કટિમેખલા,
સોહે ચૂંદડી ને કમખે હિરા મઢયા;
મારે ઉપવનમાં કેસરિયાં ફૂલડાં રે—માડી.

મા તું આવે આવે ને ઓરી આવે,
તારે સોનલ પગલે જોમના જુવાળ;
મારે ગરબે જોગનિયું લેતુ રમઝટ માડી.

કોકિલા દિવાન

---

## પાગલ

મને પગલ કહે દુનિયા પાગલ ખરો કહેનાર છે
છતે પૂછતો નથી કહેનારને નામ કોણ લેનાર છે ?
ખુશી નથી પાગલપનની પાગલ બની જવાય છે,
રુચિ નથી સહવાની પણ સહન કરી જવાય છે,
વળી કોઈ પૂછતું નથી ભાઈ ! પાગલ કેમ બન્યો !
અરે ! હાર્દ શું, દુઃખ શું દર્દીલોય કેમ બન્યો ?
રાચતો ગુલાબોની સોબતમાં જીંદગી ગુલાબી હતી !
ભમતો ફ્રિયાટના ફોર્મમાં, સલામો ઝીલાતી હતી !
કોટ બગે ઊતારતાં પત્ની કોટ પૂરો ઊતારતી;
પગ ધરતો જેવો ઘરમાં દોસ્તોની લાઈન લાગતી,
મીઠી ખંજર જેવી જીભે સગાં સઘળાં ચાહતાં;
મીઠી મધ જેવી કલમે પત્રો સઘળાં પાઠવતાં

ચીમનલાલ મહેતા
(અમરેલી)

આજે કહેવાયો પાગલ, પાગલ એકજ પ્યાર છે
દુઃખ કાજે પાગલ, કોને કોને ઇંતબાર છે.
ભલે સમજો કાંટો, કાંટો કદી કોઇને કહેશો નહીં
ભલે સમજો કાંટો, વળી ગુલાબને કદી ભૂલશો નહી.
ચમન કહે ખરી ખૂશબુ, દુઃખ પાગલપનની,
ચમન કહે ખરી બહલેર સમજણ વિણ સંબોધનની!

———— x ————

**એજ — કોકિલા દિવાન**

હું ભોળી, ભમું ભમું ને ભલી બોમિયણ ભમતી રે
ખૂંદતી ખૂંદતી ફરૂં ગલી નિકુંજની રે;
ઓ! કાના તને શોધું, કાના તને ભાળું,
કા'ન કા'ન રટું, કૃષ્ણ કૃષ્ણ બોલું
કે જમુનાના ઘારે ને વૃંદાવનની વાટે,
હશે રમત રાસલીલે રાધિકા સંગે!...
હું તો શોધું શોધું કે શરદપૂનમની રાતે રે,
બાવરી બાવરી ઘૂમુ હું ગોકૂળ મથુરાની ગલીયું રે
— હું ભોળી.
ગોપીયુંની સંગે ગાયુંના ગોવાળ,
ઝાડ પાન કેડી, ગાયુંના ગોબર,
તટ ને વટ પર. પંખીના ગાનમાં
પ્રિયાના રટણ ને બાંસરીના સૂરમાં!......
હું તો પૂછું પૂછું રે કદંબ ફૂલની ડાળને રે,
ભાળું ભાળું કંકરિયે કા'ન તારા કદમ રે—હું ભોળી.
માખણ મીસરી ને ચીટ માંડી મટકે,
વિતેલ યુગની ખોઇ ખોઇ નજરૂએ,
નથી નથી નટખટ નટવર નથી રે,
ઓરે ક્યાં તું કામણગારો, કાનુડો કાળિયો ?...
હું તો નથી નથી કરતી ફેરા ભવના ફરતી રે,
લક્ષ ચોરાસી ફેરે વિસરી જીંદગીની કેડિયું રે;—હું ભોળી

## ક્રાંતિ કે શાંતિ

સરળ પ્રવાહે સરિતા સરતી હતી
સૌમ્ય ધીરજ કિનારે પાથરતી હતી
નિઃશબ્દ નિશા સુનમૂન સંતાતી હતી
ક્ષોભીલી ઉષા, ધીમા ડગ માંડતી હતી
વાંકુ વોંકળુ કલબલ કરતુ હતું
ત્રાંસુ ટેઢું ઘર્ષણ સરજતુ હતું
ઊંટ ઊટાંગ પ્રવાહ બદનતુ હતુ
કાનફોડ ખડખડાટ હસતું હતું
ઊભય મિલને સરિતા–સૂર સરકતું'તું
ઊભય મિલને સરિતા–મૌન પિખતું'તું
કદમાં નાનું કદમ અડગ ઉઠાવતું'તું
પ્રશાંત સરિતા કાતિલ ક્રાંતિ ઘડતું'તું
સરિતા સૌમ્ય હેતુ સાગરે પહોંચવું તું
ધીમા ડગલે વચ્ચે સુકાવું પડતું'તું
શાંતિ સબકે ધ્યેયે ધકાવું પડતું'તું
ક્રાંતિ ધબકે વોકળું ખરે બનવું'તુ.

—ચીમનલાલ મહેતા

## સોણલાં

જોડા જોડ ઊભાં આમ્રવૃક્ષે ચાર
ને ઘટા નીચે બેસી અમે બે,
કરતાં મીઠી મીઠી વાત્યું સંગે
ફોરાં હાસ્યના રેલાવતાં જતાં હતાં.
મંદ શીતલ લહેરાતા પવનમાં
તડકા શીળાની છાંયડી માણતા;
ખટમધુરા રસાસ્વાદ લેતા,
રોટલાને મરચાંનું બટકું ભરતાં'તા.
ફર ફર પર્ણે સ્વરમય મૃદુ આલાપ,
ડાળી ડાળી ડોલતી કે વીંઝાતી;
એવે સમયે ઉતારતા છાસના ઘૂંટડા
તૃપ્તિ કેરા ઓડકાર ખાયે જતા હતા.
મંદ મંદ મધુર સ્વરે નચાવી નૈન
રચેલા સ્વપ્નોને કરવા સાકાર;
આમ્રઘટાની સાક્ષીએ દેતા વચન
મીઠા જીવનના સોણલા સેવતા હતા.

—કોકિલા દિવાન

## બે મુક્તક

દર્દ મારા દિલનું દૂરથીય સમજાય એવું છે,
છતાં નજીક આવો તો કંઇક વધુ, હજી કહેવું છે,
બની આંખના આંસુ હવે, વહી જાવું નથી મારે–
હૈયાનો હાર બની તારા દિલ મહીં રહેવું છે.

×

હૃદયના દ્વારથી રોજ ફરિયાદ આવે છે.
ને મધુરા મિલન તણી હજી યાદ આવે છે,
બેપિયાને મોકલ્યો'તો ઘણો ભણાવીને —
"પ્યાસા" એજ બેપિયો થઇ બરબાદ આવે છે.

જે. એન. વર્મા
"પ્યાસા"
(વડોદરા)

મારી હેલ્યે હાથ, કંપારી કાળા કોપની રે લોલ
મારી ગાગરડી ગળાય ક્રુન્નરી દેહની રે લોલ

## અભાગણી



ચીમનલાલ મહેતા

હાંરે હાંડાની તૂટેલ તિનડી
જળની જમોળ ઝાલકે ભિનડી
હાંરે ઊઢાંણી ચિંથરે ચુવાણી
રેબઝેબ હાલતે આવી ભરાણી.
અરે ! મારે નથી નાથ,
નથડી નેવે મૂકાણી,
અરે ! મારે નથી સાથ,
બંગડી દુર્ભાગ્યે હણાણી.
હાંરે મારા અંતરના આરામ
દિલડાંને કોણે કોણે દુભાવ્યાં
હાંરે ચિતડાનાં ચાતક ચોર
નેણુમાં નેહ કોણે અચકાવ્યાં
ભાઇ મારે પેટનાં પાટાં, જઠરે જેમ ભૂઝાયાં
ભાઇ મારે દુઃખનાં દરિયાં, દળદરે કેમ આવ્યાં
એકલડી હું જો પૂછું કોઇને,
દુઃખની વાતો કરુ રોઇ રોઇને
સમાજની દે લ્વલી ચાકરડી ન્હેમાતી
ઘેર ઘેર દળણાં,–પાણીડાં ભરતી
હાંરે ! કાયાની કાશ મને મળી નહીં હાશ,
હાંરે ! ભરથારનો ભાસ, મારો કરુણ રકાસ.
અરે ! હું રહી વંધ્યા મને ગમતો કકળાટ
ભગવાનની ભાંજણી અરે ! મારે કેવો ઉકળાટ !

---

## જવા દો

પ્રવીણ ન. શાહ

જવા દો હવે પુરાણા ઇતિહાસ ઉકેલવા નથી
ભૂતકાળની ભગ્નાશના ખંડેર તોડવા નથી
યાદ આપે છે તમારા રક્તપાત ને યાતનાઓની
છોને પડ્યા અહીં ખામોશ, હવે ખસેડવા નથી.

# સ્વ. શ્રી ઠાકોરલાલ ઇનામદારને

અંજલિ



ગ. સ્વ. કંચનબેન ઠાકોરલાલ ઇનામદાર
( કિલ્લાપારડી )
ના
સૌજન્યથી

પાન ૧૦૩ પર રજૂક રેલી કૃતિ ' આતમદીપ ' સ્વ શ્રી ઠાકોરલાલ **શિવરામ ઇનામદારના લાડિલાસુપુત્રી શ્રી કુમુદબહેન બી. ભાગવત** દ્વારા અપાયેલ અંજલિ છે — સંપાદક.

# આતમદીપ



કુમુદ બી. ભાગવત
( મુંબઇ )

આતમદીપ બૂઝાયો આપનો
અવનીએ પથરાયો અંધકાર,
ચીર નિંદ્રાએ પોઢયા પિતાજી,
અમારી કોણ લેશે સંભાળ.
જિંદગી રૂડી શું લાગી અકારી ?
કે પળમાં જગની માયા ઉતારી ?
સુખડ સમા શરીરે આપના
કેમ કરીને પ્રવેશ્યો રાજરોગ ?
પક્ષપાતે લીધા આપના પ્રાણ.
ઊભો થયો કેવો જોગ !
વેરાન થઈ ગઈ કુટુંબવાડી
આંસુડા સરતી મારી માડી.

નજર સામે અમારી સદા પિતાજી આવો છો વારંવાર
આફત ટાણે બોધ આપના, સાથી બને છે અમ વારંવાર
અમે કાંઇ ન કર્યું આપને કાજ
આપ ગયાને વિત્યાં વર્ષો પાંચ
હેત કરીને કોણ લૂછશે અમારાં આંસુડા ચોધાર ?
માતપિતાના પ્રાણ પ્યારાં અમે, બની ગયાં નિરાધાર.
યાદ રહેશે સદા આપની પુણ્યતિથી
૧૯૧૯ અષાડ વદ ચૌદસના તિથિ
કર જોડીને કુમુદ વિનવે પ્રભુજી, પિતાની લેજો સંભાળ
પૂજ્ય મારા પિતાજીને હું વંદન કરું છું વારંવાર.

---

# હે ગાંધી

મહેશ વૈદ્ય
( પાદરા )

હે ગાંધી
તું સૂરજ તને ચંદ્ર શું કરી શકે ?
તું સાગર તને નદી શું કરી શકે ?
તું આકાશ તને ધરતા શું કરી શકે ?
તું મહામાનવ તને માનવ શું કરી શકે ?

## રિસાયા મેઘરાજ

શાંત શાંત સાગરના પટ
શાંત રે સરિતાના તટ;
અશાંત છે માનવના મન,
શાંત–અશાંત વન–ઉપવન–
ના મ્હેર, મેઘરાજા ત્હારી,
દિસે ન વાદળ નભે કહીં;
પાણી પાણી કરે ચાતકી,
જળચર તડ્ડે તળાવડી–
ધરતી સૂકી, વાયરા સૂકા,
નદી નાળે પાણીના વાખા
પૂકારે ધરતી, બરસો બાદલ
પૃથ્વી પર તરસ્યો છે બાળક–
વાઇ રહ્યો છે વાયરો ઊનો,
જેઠ અષાઢનો વાયરો સૂનો;
અકળાયો માનવ મૂકી ધીરજ
ધોમ ધખી રહ્યો છે સૂરજ–
પીવા માટે પાણી નહીં
ને ખેતરીયે સિંચાઈ નહીં
બુંદ બુંદ કાજે તરસી ધરતી
જળહીન આજે જનતા મરતી.

—કોકિલા દિવાન

## પ્રીતમ

પ્રીતમ હૈ મેરી આંખો કે તારે
ઉત બીન જગમેં કૌન હમારે
મન પ્રીતમકો મિલને અધીર રે
મેરે નયનસે બહતા નીર રે
ખાના ન ભાવે પીના ન ભાયે,
રાતભર મુજે નીંદ ન આયે
હરદમ પ્રીતમ કી યાદ સતાયે
પરેશાન હોતી સારે દિન રે
જબ ગંગાકો પાની જાતી હું
તબ ગંગામેં આસું બહાતી હું
મૂઝે ગંગા પૂછતી, રોતી કાહે ?
નયનસે બહાતી મેં નીર રે
સોલહ શિંગાર સજાઉં કૈસે ?
બાલોં પે ગજરા લગાઉં કૈસે ?
નયનોમેં કાજલ લગાઉં કૈસે ?
આંસુ કે સાથ બહતા જાય રે
રહમ કરકે અબ બિગડી બનાદો
મેરે રોતે નયનકી પ્યાસ બૂઝાદો
પારસ આપકા દર્શન કો ચાહે
રાહ દેખે જન્મસે, અધીર રે !

—'પારસ' પઢિયાર

## દીકરો અને દીકરી

દીકરો પ્રભુનું દાન છે,
ને માતપિતાનું નામ છે.
જેનું જગમાં સારું સ્થાન છે.
સારાયે કૂળનું ગુમાન છે.
જેનું સમાજમાં સન્માન છે,
પિતાનું સાચું સંતાન છે.

દીકરીયે પ્રભુનું દાન છે.
છતાં સમાજે કયાં સ્થાન છે?
પિતૃગૃહે ભલે મહેમાન છે.
પણ એનું અનેરું સ્થાન છે
પરકૂળે પિતાની શાન છે
એને નિજકૂળનું ગુમાન છે.

—કુમુદ ભાગવત

# નટવર અકલેસરી કૃત

## અકલેસરી પ્રકાશન, વડોદરાના આગામી પ્રકાશન



| | | |
|---|---|---|
| ૧ | કન્યા અને કરિયાવર | : વાર્તા સંગ્રહ |
| ૨ | મહેફિલ | : ગીત, ગઝલ, રાસ અને મુક્તકોનો સંગ્રહ |
| ૩ | ઘેર બેઠા ગંગા | : એકાંકી નાટિકાઓનો સંગ્રહ |
| ૪ | વંદન રાષ્ટ્રપિતા | : ઓલ ઇંડિયા રેડિયોના અમદાવાદ-વડોદરા કેન્દ્ર પરથી લેખકે રજૂ કરેલા રૂપકોનો સંગ્રહ |
| ૫ | આવો છે અમ ભારત દેશ | : ગાઇ શકાય તેવાં બાળગીતો |
| ૬ | જાદૂઈ શીશી | : જ્ઞાન સાથે ગમ્મત આપતી રસીલી બાળવાર્તાઓનો સંગ્રહ |
| ૭ | કલાપૂંજ | : ભરત ગૂંથણ તેમજ રંગોળીની નવીન ડિઝાઇનો |
| ૮ | આપણાં ચિત્રકારો | : માધ્યમિક શાળાના ઉપલા ધોરણો માટે ચિત્રકળામાં રસદર્શનનું અભિનવ પુસ્તક |
| ૯ | મુક્તહસ્ત ચિત્ર | : માધ્ય. શાળાના ઉપલા ધોરણોના વિદ્યાર્થીઓ તેમજ એલીમેન્ટરી અને ઇન્ટર ગ્રેડ પરીક્ષાઓ માટેનું પુસ્તક |
| ૧૦ | રંગોળી દર્શન | : રંગોળી માટેનું અભિનવ પુસ્તક |
| ૧૧ | તમન્ના | : નવોદિત કવિમિત્રોની રચનાઓનું આગામી સંપાદન. |

# બૉબી ( હિરેનકુમાર )



| જન્મ તારીખ | સ્વર્ગવાસ તારીખ |
| --- | --- |
| ૧૩-૧૧-૧૯૬૮ | ૧૦-૧૨-૧૯૭૨ |

સાથેના પાન ૧૦૯ પર આપેલ "વ્હાલા બૉબી હિરેનકુમાર)ને" ની રચના અમદાવાદના કસ્ટમ્સ અને સેન્ટ્રલ એકસાઇઝ અધિકારી શ્રીયુત નવીનચંદ્ર માણેકલાલ બ્રહ્મભટ્ટ દ્વારા તેમના વ્હાલસોયા સુપુત્ર બૉબી ઊર્ફે હિરેનકુમારને અપાયેલ શોકાંજલિ છે. —સંપાદક

# વ્હાલા બૉબી ( હિરેનકુમાર ) ને

## શોકાંજલિ

ચોર પગલે આવીને મૃત્યુ તને છીનવી ગયું;
રોતાં કકળતાં સૌ જનોને અસહાય અહીં મૂકતું ગયું.
પળ વિપળ મહેતલ અરે આપી હોત અમને જરા;
પણ કદી બનવાનું જે ના બની શકે જ કેમ ?
જે હાથથી પંપાળ્યો, રિઝાવી, રમાડી ઝુલાવ્યો પારણે;
મૂકી દીધો ચિતા મહીં, મન આંખ ચિત્ત આંસુ ભરી,
કુદરત મહા " કાતીલ " બની, ના રહેમ કીધી અમ પરે,
દીધાં કલેજે ડામ એવાં, જે આયુભર રુઝવા વૃથા.
ભડભડ ચિતામાં તું બળ્યો, પણ ડામ તો અમને પડયા,
રાખ પાછળ મૂકી ગયો આંસુ અમારા લૂંછવા.

—નવીન માણેકલાલ બ્રહ્મભટ્ટ ( પિતા )
—મીના ઉર્ફે જીવનપ્રભા નવીન બ્રહ્મભટ્ટ ( માતા )
—દીપા નવીન બ્રહ્મભટ્ટ ( નાની બહેન )

## કવિ શ્રી પતીલ (શ્રી મગનલાલ ભૂ. પટેલ) ના
## હવે પછી પ્રગટ થનારા પ્રકાશન
### ગુજરાતી ભાષામાં

૧ તરંગ નિનાદ... ..કાવ્ય સંગ્રહ
૨ દીવાને પતીલ......ગઝલ સંગ્રહ
૩ પતીલનાં કથા કાવ્યો........ પદ્ય કથાઓ
૪ દુખિયારા દિલુખનો કરુણ કિસ્સો (ચાઇલ્ડ હેરોલ્ડના કદની સ્પેન્સરી સ્ટેન્ઝામાં પાંચ સર્ગની ૪૦૦૦ લીટીની કથા)
૫ હું અને યશોબાલા (હળવા લેખો, વિવેચનો, પ્રાસંગિક વાર્તાલાપો તથા કટાક્ષ આલેખનનો સંગ્રહ)
૬ નવાં ચેટક (એકાંકી નાટિકાઓ)
૭ મારી શ્રાવ્ય નાટિકા (રેડીઓ નાટિકાઓ)
૮ સાકરની પુતલી (વાર્તાસંગ્રહ)
૯ એક રાત્રિનો આનંદ (શેકસપીયર પદ્ધતિનું પદ્યમય પાંચ અંકી સળંગ નાટક.)
૧૦ સ્મરણાવશેષ (સંભારણા અને શોક પ્રશસ્તિઓનો સંગ્રહ)
૧૧ દૂઝતા ઘાવ (ખાયણાં)
૧૨ રૂબાઇયાતે પતીલ (ખય્યામ પધ્ધતિની પરંતુ જુદા છંદમાં ચોપાઇ જેવી રચનાઓ)
૧૩ ગુજરાતના ચારણો (પદ્યમાં)
૧૪ વિરહ વિલાપ (પદ્યમાં)
૧૫ વિદ્રસ્ત સુરાલય (પદ્ય)
૧૬ છબછબિયાં (બાળકાવ્યો)
૧૭ રુમડા પુરાણ (પદ્ય કથા)
૧૮ હૈયાજીની તાંસળી (૭૭ લીટીના સ્ટાન્ઝામાં બેલડ શૈલીની તાજુબ કથા)
૧૯ પ્રણય ત્રિકોણ (મસ્નવી)
૨૦ વ્યામોહ જવનિકા (ખમ્સા)
૨૧ એઝન મનીઝા (પ્રસંગ આલેખન)
૨૨ સ્નેહ રૂદન (મુસદ્દસ)
૨૩ મારી ઉર્વશી (ગીત અને શ્લોક યુગ્મોની કંડિકાઓવાળું વિવિધ છંદોમાં વિહરતું પ્રેમકાવ્ય)
૨૪ આભાર્ય દેહી (આર્યા અને શ્લોક યુગ્મોની કંડિકાઓમાં કરુણ પ્રશસ્તિ
૨૫ ઝંઝાપ્રવાત (મુખમ્મસ)
૨૬ યાદનામું (મસ્નવી)
૨૭ સ્હેનિકેત (વસંતતિલકાની સપ્તપદીઓમાં ખંડ કાવ્ય)
૨૮ અટૂલી અનાર (પ્રસંગ કથા બ્લેંકવર્સમાં)
૨૯ ઇન્દ્રજાળ (મુસદ્દસ)
૩૦ ધ્વનિત લહરી (સોનેટ)
૩૧ વેલાછાની નજરકેદ (પદ્ય)
૩૨ હરફરનનો હલવો (પદ્ય)

## શ્રી પતીલ ( શ્રી મગનલાલ ભૂ પટેલ ) ના
## હવે પછી પ્રગટ થનારા પ્રકાશન



### રાષ્ટ્રભાષામાં

૧ ચિન્તાલાપ : કાવ્ય સંગ્રહ
૨ યશોમુદ્રા : સોનેટ સંગ્રહ
૩ રોતા રાક્ષસ : પદ્ય કથા ૧૨ ભાગમાં
૪ ભીમ હિડિંબા : ખંડ કાવ્ય
૫ અર્જુનૈષ્ઠુર્ય : કાવ્ય
૬ મહેશ ગિરીજા (ખંડ કાવ્ય)–૧
૭ મહેશ ગિરીજા ખંડ કાવ્ય)–૨
૮ બાહુકી હુકી ( શ્રાવ્ય નાટિકા )
In blank verse & songs.
૯ ખેતકા ધની ( શ્રાવ્ય નાટિકા )
In blank verse & son

### ઉર્દૂ અને ફારસીમાં

૧ મેરી ગઝલેં
૨ ઇદે ફાગુન
૩
.–કલ્લ

### અંગ્રેજી ભાષામાં

of Miss winmc

1 My Ormi songs (New odes in Gazal Form)
2 Sun Rise (Early Poems)
3 The Message Poem (Versian of મેઘદૂત of કાલિ In Blank verse
4 Indra and Sachi ( A Love Poem of Standing
5 Gurjar Ba worth es of kebribun
6 Curi y)
7 Mon Poem )
Ien Hymnes (Ormi songs)
9 Aurora Glimps (Sonnets)
10 Lament of Castlefig (Poems)
11 Ragini's Mother
12 Suitor Assindo
13 Bona fide Lover
14 Bossine & Fobbina

One Act Play inverse

લાલ કસુંબા નવ લીજીએ રે;
પૃથ્વી ઉપર પગ ધસવા પડેરે,
તે ઘડી આવે મોઢે ફીણુ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે. ૭.
જે કોઈ તજશે વસ્તુ કેફની રે,
રાજી થાશે શ્રી ભગવાન હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે;
શિક્ષા સુંદર દલપતરામની રે,
સજ્જન સહુ કોઇ ધરજો કાન હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે. ૮.

---

## ગરબી ૫ મી.
### કેફ વિષે.—પરજીયો.

"જીવે માણીગર બંદલો"—એ રાગ.

કેફી સૈયર જેનો કંથડોરે, તેનાં પૂરણ પાપ;
મનમાં ઉદાસી મટે નહી, હાંરે તપે તનડામાં તાપ. કેફી. ૧
એવો દિસે અળખામણો રે, જાણે જીવનો ટોલ;
આડા બોલો અફીણીઓ, હાંરે એનાં ગાત્ર ગળેલ. કેફી. ૨
એક ટકાની નહીં આબરૂ રે, પીંટયો ચોટાનો ચોર;
દહાડી દોરાય દરબારમાં, હાંરે પુઠે લોકોનો તોર. કેફી. ૩
અપોચિઓ ને ધણો આળસુરે, કાંતો ઊંધે કાં ગાય;
રળવાની શક્તિ રહે નહીં, હાંરે રળ્યું રંડાતું ખાય. કેફી. ૪
બારેથી આવે બે બાકળોરે, હીણા દેખાય હાલ;
ખુણે ઢાળીને પડે ખાટલો, હાંરે બેરી છૈયાંનો કાળ. કેફી. ૫
બાળકને ખાવા નહીં બાજરીરે, પીટયો પ્રગટે ઉફાંદ;
છતે ધણીએ બળે છાતડી, હાંરે વેઠે રંડાપો રાંડ. કેફી. ૬
લાજ હીણો લેખે નહીંરે, જશો તરણાથી તોલ;
તેવા અફીણના તોરમાં, હાંરે બોલે જુઠેરા બોલ. કેફી. ૭
કોઈ કોઈ વખત થાય કેફથીરે, હૈયા ફુટો હૈરાન;
તોય શિખ દલપતરામની, હાંરે ધારે ન કાન. કેફી. ૮

---

## ગરબી ૬ ઠી.

"ઓધવજી સંદેશો કહેજો શામને"—એ રાગ.

મા સુજને કેમ દીધીરે કેફી કંથને,
કાઢયાં શોધી કીયા જનમનાં વેરજો;
જનમ સમે નવ આપ્યો મારા અંતને,
ગળથુંથીમાં ઘોળી ન પાયું ઝેરજો. મા સુજને. ૧.
ઉછેરી નાંખીરે બળતી આગમાં,
ઉગરવાનો નથી હવે ઉપાય જો;
ભોગવવું દુઃખ લખ્યું રે મારા ભાગ્યમાં,
રજની દહાડા રડતાં વીતી જાય જો. મા સુજને. ૨.
આવરદા મારીરે અતિ લાંબી થઈ,
ત્રાગ નહીં જે તોડયે તુટયો જાયજો;
કર્મતણી કહાણીરે કયાં જાયે કહી,
છાંય કૂવાની કૂવાવિષે સમાયજો. મા સુજને. ૩.
શું કરવું જીવીને આ સંસારમાં,
હાથે મરૂં તો આત્મ હત્યા થાયજો;
સાત જનમ પામુંરે શોક અપારમાં,
પાર ન આવે કરતાં કરોડ ઉપાયજો. મા સુજને. ૪.
રમવું ને જમવું તો મુજને નવ ગમે,
માથે ઉગ્યાં દુઃખનાં મોટાં ઝાડજો;
એ દુઃખથી છોડાવે મુજને આ સમે,
પૂરણ માનું પરમેશ્વરનો પાડજો. મા સુજને. ૫.
ફરી જનમ ધરશુંરે ત્યાં સુખ પામશું,
આ અવસર તો એળે ગયો અવતારજો;
હૈયું કઠણ કરીને હિમ્મત રાખશું,
ભાગ્યે લખીયો દૈવે આ ભરતારજો. મા સુજને. ૬.
પાપ નથી કીધાં મેં આવડાં આપણે;
પ્રગટયાં આવી પેલા ભવનાં પાપજો;
લેખ લખ્યા દૈવે તે ટાળ્યા નવ ટળે,
કર્મ કરે તે ન કરે માને બાપજો. મા સુજને. ૭.
દિલમાં એમ સમજીને દુઃખ ન માનવું,
રાખું રૂદેમાં કેના ઉપર રોષજો;
ભવ પેલે કીધાં તે ભોગવી છૂટવું,
દલપતના સ્વામીને ન દેવો દોષજો. મા સુજને. ૮.

---

## ગરબી ૭ મી.

કેફીની સ્ત્રીના બાર મહિના. વાલાજીના ગરબાનો રાગ.

૧ કારતક મહિને કેફી જેનો કંથરે સાહેલી,
આજે અબળાના દુઃખનો નાવે અંત; સાંભળ સાહેલી.
દિવસ ઘટે ને રજની મોટી થાશેરે, સાહેલી;
આ કેફીની અબળાના કેમ દિન જાશે; સાંભળ સાહેલી.
હિમાળાનો શીતળવાયુ વાયરે, સાહેલી;
આજે મહિનો એવી રીતે કેમ જાય; સાંભળ સાહેલી.